પરમાત્માને નમઃ

શ્રી નવિન.

# લાલ અને કમળા.




અંમદાવાદ—ધી હર્ષદ પ્રીન્ટીંગ પ્રેસ.

મૂલ્ય ફક્ત ચાર આંના.



શ્રી.

परमात्माने नम.

શ્રી નવિન.

# નાલ અને કમળા

( સંસારિક નવલ. કહાણી. )




લેખક.

ગોવિંદલાલ બાલાભાઇ ચોકસી.



PUBLISHED BY

K. M. DOODHOWALA & CO.

KALUPUR—AHMEDABAD.

સંવત ૧૯૬૩ સને ૧૯૦૬

આવૃત્તિ ૧ લી.

અમદાવાદમાં.

ધી "હર્ષદ" પ્રિન્ટીંગ પ્રેસમાં. છાપ્યું.

મુલ્ય ફકત ચાર આના.

# પ્રસ્તાવના.

મ્હારા વ્હાલા બંધુઓ આ એક કલ્પિત નવલ કહાણી આપને માટે ખાસ લખી મેં બ્હાર પાડી છે.

આ નૉવેલ બ્હાર પાડવાનો પ્રથમ અમારો હેતુ એવો છે કે—

કેટલાક મનુષ્યો પોતાના વ્હાલા સગાઓને તજી દઈ દગલબાજી બતાવનાર અને દગો દેનારના ફંદે ફસાઇ જઇ આખરે પોતાની મીલકત અને જાત ખુવાર કરી પાછળથી પસ્તાય છે તેને માટે આપબંધુઓને આબેહુબ બોધ લાગે તેટલા માટે મેં આ નવલ કહાંણી લખી બહારી પાડી છે. તો તેમાંનો શ્રેષ્ટશ્રેષ્ટ શાર ગૃહણ કરી બુરા રસ્તા વાંચકો તજી દેશે અને નિતિ રસ્તે દોરાવવા પ્રયત્ન કરશે એવી મારી ખાસ બિનંતી છે.

ભાંઇઓ! આ નૉવેલ વાંચી, આ નોવેલમાંથી કોઈ પણ માણસે હું પોતેજ એમ સમજી એવા આચરણના માણસે પોતાને માથે લેશે તો તેને માટે કર્ત્તા નિર્દોશ છે કારણ કે આ વાર્તા ખાસ કલ્પિત છે. એજ વિનંતી.

લી० સેવક.

ગોવિંદલાલ બાલાભાઇ. ચોકસી.

અમદાવાદ.

**ગ્રહસ્થો ! શું તમો સ્ત્રી પુત્ર પુત્રીઓને પવિત્ર અને પ્રેમી કરી ઘર સંસાર સુધારવા ચાહો છો? જો ચાહાતા હોતો**

**ગ્રાહક થઇ ખુશી થાઓ.**

# હર્ષદ-તરંગ.

## ( માસિક ચોપાન્યું )

હર્ષદ ( આનંદ આપનાર ) તરંગ ( લહેર ) આ નામનું માસિક ચોપાન્યું આખા હિંદુસ્થાન ઉપરાંત આફ્રીકા વીગેરે દેશોમાં બહોળો ફેલાવો પામેલું ગૂજરાતી ભાષાનું ઉત્તમ માસિક દર ઇંગ્રેજી મહિનાની શરૂઆતમાં પ્રગટ થાયછે. જેમાં સૃષ્ટી સૌંદર્ય, ષડ વિકારોનું ચિત્ર, અલંકાર ઉક્તિના ભેદ, બતાવનારૂં સાહીત્ય, પ્રકૃતી પ્રસંશા, આર્ય મહિલાઓનો ધર્મ, આધુનીક ભગનીઓને બોધ, ખનીજ પદાર્થ જ્ઞાન, કાવ્ય વિષય, રસિક નોવેલ ઈત્યાદીક અનેક પ્રકારના ઘણાક વિષયો અનુક્રમ આવે છે. આ માસિકને માટે વાર્ષીક લવાજમ ટપાલ સહિત રૂપિયો દોઢ રાખવામાં આવ્યો છે. આફ્રીકા વાલા પાસેથી ત્રણ આના વધારે રાખવામાં આવ્યા છે. વી. પી. સાથે ભેટનું પોષ્ટેજ વધારે.

આ માસિકના ગ્રાહકોને સને ૧૯૦૭ ની સાલની ભેટમાં હરિશ્ચંદ્ર નામનું નોવેલ આપવામાં આવશે.

**નામ નોંધાવવાનું ઠેકાણું.**

**કેશવલાલ મગનલાલ, તંત્રી હર્ષદ તરંગ.**

ઠા૦ કાળુપુર ભંડેરીપોળ સામે-**અમદાવાદ.**



# લાલ અને કમળા.

## પ્રકરણ ૧ લું,

### દોહરો.

**પ્રીત કરી કમળા થકી, સ્ત્રી તજી સંગાથ;**
**લાલચમાં લપટાઇને ફરતો પ્રીતે સાથ.**

રાજનગર સહેરમાં એક ગૃહસ્થ કણબી રહેતો હતો તેનું નામ માણેકલાલ હતું તેની ઉમર આશરે વીસ વરસની તેના માબાપ તેને નાનપણનો એટલે દસ વર્ષનો મુકી ગુજરી ગયાં હતાં. તે માણસ જાતે ચકોર ડાહ્યો તેમજ શાંણો હતો. દરેક કાર્ય કરવામાં પ્રવીણ હતો. કોઇ કામ કરવામા પોતે નિષ્ફળ નીવડતો નહિં.

માણેકલાલનો અભ્યાસ કરવામાં જીવ ઘણોજ સરસ હતો તેને અભ્યાસ કરવો ઘણોજ શરસ લાગતો હતો એટલે તેનું ચિત ભણવામાં ઘણુંજ સારૂં હતું. માણેકલાલે પોતાની વીસ વરશની ઉમરમાં ગૂજરાતી સાત ચોપડી શુધી જ્ઞાન મેળવ્યું. હતું તેથી માણેકલાલ હીસાબ કીતાબ વીગેરેનું કામ સારૂ જાણતો હતો. માણેકલાલ નીશાળે જતો તે વખતે તેને રમતનું કામ ઘણુંજ ખરાબ લાગતું હતું. પણ ફક્ત તેનું ચિત્ત ભણવામાંજ હતું. પરંતુ તેનાજ મેહેલાનો રહેનાર તેને એક ખરાબ મિત્ર મળ્યો હતો. ને મિત્ર તેને દરરોજ ખરાબ આચરણે ચઢાવવા ચાહાતો હતો. તેનું નામ મોહનલાલ હતું. મોહનલાલ મોનલાલ વ્યસની તેમજ ઘણાંજ કુસંગમાં ચઢેલો હતો. પરંતુ માણેકલાલ તેને સારી રીતે જાણતો નહોતો કે આ માણસ ખરાબ ખરાબ આચરણનો છે, તેથી તે અણસમજમાં તેની સાથે ભેળવાઇ ગયો. અને તેની સાથે દરરોજ ફરવા જતાં શીખ્યો. મોહનલાલની સાથે બહાર

ફરવા જતો ત્યારે તેઓની સાથે ફક્ત પાનસોપારી અને બીડીજ પીતો અને બીજી બાબતો ઉપર તે બીલકુલ ધ્યાંન આપતોજ નહિં. માણેકલાલને બીજી ખરાબ વાતો પ્રસંન્ન પણ પડતી નહિં તેથી તે તેઓ ખરાબ રસ્તે જતા તે વખતે તેમની સાથે જતો નહિં અને બાજુપર જઇ વેગળે બેશી રહેતો. પરંતું મોહનલાલ એમ ધારતો હતો કે આ માણેકલાલ આપણી સાથે ફરવા આવે છે અને વ્યસન કરતો નથી, માટે ગમે તેમ કરી તેને વ્યસને ચઢાવવો એમ ધારી તેઓ સબળા કલાલની દુકાનમાં ગયા ત્યાં તેઓએ મદીરા ( દારૂ ) લીધો પછી એક ગ્લાસ ભરી માણેકલાલને આપવા માંડયો તે વખતે માણેકલાલે તે લેવા સાફ ના પાડી છતાં પણ કુચ્છંદી દોસ્તદારોએ તેને માહામુશીબતે પણ એક ગ્લાસ આપ્યો અને પરાણે તેના મ્હોમાં રેડી દીધો. તેથી બીચારો મીત્રતાઇના હકમાં ગટ કરી ગયો. આ દીવસે માણેકલાલને ( દારૂ ) ઘણોજ ચઢી ગયો તેના શરીરનું ભાંન બીલકુલ રહ્યું નહિં. અધુરામાં પુરા તેના મિત્રો મોહનલાલ અને બીજા બે હતા તેપણ બનેલા હતા તેથી ચારે જણ રસ્તામાં અરબડીઆં ખાતા ચાલતા જવા લાગ્યા. માણેકલાલ આજ પેહલવેહેલો હતો તેમજ પૈસાદારનો દીકરો હતો, તેથી તેના ગજવામાં દશ રૂપિઆ પડેલા હતા તેમાંથી તમણે એક ગાડી ભાડે કરાવી તે ગાડીમાં બેશી તેઓ ચારે જણ પોતાને ઘેર અવ્યા,

ઘર આગળ આવ્યા પછી માણેકલાલને બાર આંની નીશા કમી થઇ હતી. તેથી સેહેજસાજ અરબડીઆં ખાતો પોતાના ઘરમાં આવ્યો. તે વખતે ઘરમાં માણેકલાલની ઓરત રસોઈ કરતી હતી. પરંતું માણેકલાલને નીશાના જોરથી એકદમ વધારે ભુખ લાગી હતી તેથી તે વખતે પોતાની સ્ત્રીને બેસુતમ ગાળો દેવા લાગ્યો અને તેની જીભ તોતડાવવા લાગી તે ઉપરથી તેની સ્ત્રી સમજી ગઇ કે ખરાબ દોસ્તદારોની સોબતમા આજ કાંઇ વ્યસન કરી આવ્યા હોય એમ લાગે છે. એમ ધારી માણેકલાલની સ્ત્રી બીચારી ચુપ રહી. અને બીલકુલ બોલી નહિ અને રસોઇ કરવામાં સામેલ રહી. માણેકલાલે પોતાની સ્ત્રીને નરમ જોઇ તેથી તપીને બોલ્યો.

એવકુફ હજુ ખાવાનું તૈયાર કર્યું નથી.

**માહાલક્ષ્મી**—પ્રાંણનાથ રસોઇ તૈયાર થવા આવી છે મને શામાટે ગાળો દોછો.

**માણેકલાલ**—તું ખાસ રીતે જાણેછે કે હું સાત વાગા અગાઉ ઘેર આવું છું છતાં કેમ રસોઇ તૈયા રાખી નથી. ?

**મહાલક્ષ્મી**—આજ હું જરા આપણા પાડોશી ભગવાન કાકાના ઘરમાં સ્હેજ કામ હતું તેથી ગઇ હતી. માટે મને નાહક શા માટે રગડો છો.

**માણેકલાલ**—ત્યારે ભગવાનદાસના ઘરમાં જવાની શી જરૂર હતી મેં તને સાફ ચોખ્ખું કહ્યું છે કે ત્યારે મ્હારા ઘરના કામ શીવાય કોઇની પાસે અગર કોઇના ઘરમાં જવું નહિં છતાં તુ લોકોના ઘરમાં શા માટે જાય છે ?

એમ કહી માણેકલાલે મહાલક્ષ્મીને એક લાત મારી અને ચાર ગોઠીમડાં ખવડાવી દીધાં છતાં પણ બીચારી સ્ત્રીજાત બીલકુલ બોલી નહિં અને પ્રાંણનાથ કરતી વળગી તેની પાસે જવા લાગી છતા પણ માણેકલાલ તો નીશામાં ગર્ક થઈ ગયો હતો તેથી બોલ્યો ચાલ દૂર જા મારે ત્યારૂ બીલકુલ કામ નથી એમ કહી વળી એક લાત મારી. એટલે તેની સ્ત્રી બોલી.

**પ્રાંણનાથ**—મ્હારો કાંઇ ગુન્હો નથી છતાં મને શા માટે મુંઝાઓછો ? મેં આપનું શું બગાડયું છે ?

**માણેકલાલ**—તું શું મારૂં બગાડતી હતી. તું બીચારી મને શું કરવાની હતી. તું મ્હારા સામું કોણ બોલનાર છે. જા ત્હારો મીજાજ છે તો ત્હારા મીજાજ ઉપર હું આ ત્યારી પાડોશણ "**કમળા**" થી પ્રીતી બાંધીશ હવે હું તને આખી જીન્દગી પર્યંત નહિજ બોલાવું યાદ રાખજે,

**મહાલક્ષ્મી**—શું તમે કમળાથી પ્રીતી બાંધી છે ?

**માણેકલાલ**—આહા કમળાથી પ્રીતી બાંધી છે, બોલ શું કહેછે ?

**મહાલક્ષ્મી**—મ્હારે આપને શું કહેવાતું હોય પણ ટુંકમાં હું આપને જણાવું છે કે "અસલતે અસલ છે અને કમઅસલને કમઅસલ છે." માટે પ્રાંણનાથ જરા વિચાર કરજો અને

પછી પ્રીતી બાંધજો. તમે જાણોછો કે એ વહી ગએલી છે. ખરાબ આચરણવાળી છે. નફ્ફટ છે. પૈસા ખાનારી છે. આબરૂ વિનાની છે ને ટુંકમાં એટલુંજ કહુંછું કે તમને તે ખુવાર કરનારી છે માટે જે કામ કરો તે પહેલાં વિચાર કરજો અને પછીથી આગળ પગલું ભરજો.

**માણેકલાલ**—ચુપ હું ત્હારા કરતાં વધારે જાણુંછું તું શું મને શીખામણ આપતી હતી. કમળા ત્હારા કરતાં હજારો દરજે સારી છે. અને તે મ્હારા ઉપર અત્યંત ચાહાય છે માટે સોગન ખાઇને કહુંછું કે તું આજથી મ્હારે નકામી છે.

આ પ્રમાણે માણેકલાલ અને તેની સ્ત્રી ઘરમાં ધમાધમ કરતા હતા તેથી કમળાનું ઘર પાસે હતું તેથી કમળાએ આ વાત સાભળી એટલે કમળા મહાલક્ષ્મીને
કહેવા લાગી.

તમારે મ્હારૂ નામ બીલકુલ દેવું નહિં હું કાંઇ તમારી વાતમાં બોલવા આવી નથી તેમ હું કાંઇ તમારૂ નામ દેતી નથી છતાં તમે મારૂ નામ શા માટે દોછો જો વધારે બોલશો તો હું મારા બાપને કહી દઇશ અને તેમાંથી ભારે વીખવાદ વધશે. આ પ્રમાણે કમળા બોલી એટલે માણેકલાલ બોલ્યો—

કમળા તમે શા માટે નાહક તસ્દી લો છો હું તેને સઘળું પુરૂં કરી આપું તેવો છું તમારે નાહક મગજ દુખાવાની કાંઇ જરૂર નથી નાહક તમારૂં કોમળું મગજ તપી જશે અને તમે [શીક થઇ જશો માટે તમે બીલકુલ બોલતાં નહિં. એ એની મેળે ભલે લવલવ કરે તમારે નાહક શા માટે બોલીને તસ્દી લેવી પડે છે. હું એ સઘળું હાલ ઠેકાણે લાવું છું.

**કમળા**—માણેકલાલ તમે કહોછો એ વાત સઘળી ખરી છે પરંતુ તમારી સ્ત્રી માહારૂં નામ શામાટે લે છે. મારૂં નામ કોઈ માણસ જાણે તો હું ફજેત થાઉં અને મારી આબરૂના કાંકરા થઇ જાય માટે મ્હારૂં નામ ન દે તેવો બંદોબસ્ત કરો નહિં તો હું તેને ખરાબ કરાવી નંખાવીશ.

**માણેકલાલ**—અરે તું જોતો ખરી. હું તેને તેના પીએર વીદાય કરૂં છું પછી કેમ છે? પછી આપણે લ્હેર કરીશું. એ

રંડાના માહારા મ્હો આગળ શા ભાર છે.

**માહાલક્ષ્મી**—ભલે તમારે મને મ્હારે પીએર મોકલવી હશે તો,
હું મારે પીએર જઇશ, પરંતુ મને નાહેક હેરાન ન કરશો
હું તો તમારા દુઃખે બળી રહી છું.

આ પ્રમાણે તેની સ્ત્રી બોલી એટલે માણેકલાલે તેનો હાથ ઝાલી તેને ઘરમાંથી બહાર કાઢી મુકી અને કહ્યું,

જા તારે પીએર જવું હોય તો ચાલી જા નહિં તો વધારે માર ખાઇ જઇશ. માટે સીધી સીધી જઇશ તો ઠીક છે નહિં તો ચઉદમું રતન આપવા મને ફરજ પડશે.

આ પ્રમાણે કહ્યું એટલે બીચારી માહાલક્ષ્મી પોતાના બે ત્રણ લૂગડા લઇ પોતાને પીએર જવા લાગી અને ડશકેડશકે રોવા લાગી છતાં પણ તે નિર્દય પતિને જરા પણ દયા આવી નહિ—માણેકલાલના બાપની દશ બાર હજારની ઇસિકામત હતી તેથી તે હરરોજ ચઢાઉ મીજાજમાં રહેલો હતો તેમ તેને મિત્રો પણ તેવા જ ખરાબ મળ્યા હતા. વળી અધુરામાં પુરી કમળા સાથે તેને પ્રીતી બધાઇ હતી તેથી તે મીજાજમાં ને મીજાજમાં દરરોજ રહેતો હતો, તેથી પોતાની સ્ત્રીને વીદાય કરી પોતાના ઘરમાં એકલો મ્હાલવા લાગ્યો.





# પ્રકરણ ૨ જું.

## દોહરો.

**માણેકલાલ પ્રસંન થયો, નિરખી કમળા નાર.**
**પુસ્તક મુકુ નેવલે, કર્યો નહિ વિચાર.**

માણેકલાલ પોતાના ઘરમાં એકલો રહેતો તેથી કમળાને તેની સાથે દરરોજ વાત કરવાને સારો પ્રસંગ મળતો હતો. તેથી કમળા એક દીવસ પોતાની બારીમાં આવી ઉભી રહી હતી તે વખતે માણેકલાલ પોતાના ઘરમાં પુસ્તક વાંચતો હતોતે-થી તેની દૃષ્ટી કમળા તરફ ગઇ તેથી એકદમ ચોપડી ખુરશી ઉપર મુકી પોતાના છજામાં આવી ઉભો રહ્યો. અને તેની સાથે તેણે ઈશારત કરવા લાગ્યો એટલે કમળા મ્હો મલકાવી બોલી—

શા માટે શરમાઓ છો, મારા ઘરમાં કોઇ નથી જોસભેર બોલશો તો કોઇ જાતની હરકત નથી. અરે કદાચ કોઇ હોય તો પણ હું કાંઇ ડરી જાઉં તેમ નથી—

**માણેકલાલ**—તે ખરૂં પરંતુ તું મ્હારા પાડોશીની છોકરી છે એટલે મ્હારાથી એકદમ ઉતાવળથી કેમ વાત થાય.

**કમળા**—હું ગભરાતી નથી અને તમે શા માટે ડરો છો બેલાશક જે બોલવું હોય તે ખુશીથી બોલો, હું તમારી છું તો મરી જઇશ અને ખુવાર બનીશ ત્યાં સુધી તમારીજ છું.

કમળા ખાસ જાણતી હતી કે માણેકલાલ પાસે પૈસા છે અને તે પૈસા મને જ ખવડાવશે. અને મ્હારી તેની સાથે પ્રીતી હશે ત્યાં શુધી ત તેની સ્ત્રીને પણ બોલાવશે નહિં અને હું ન્યાલ થઇ જઇશ માટે માંણેકલાલ સાથે પ્રીતી રાખી પૈસો ખાઇશ તો હું આગળ જતાં ન્હાલ બની જઇશ, એ પ્રમાણે કમળા પોતાના મનમાં વિચાર ધારતી હતી. પરંતુ માણેકલાલના મનમાં તો જરા

પણ તેમ નહોતું કે કમળાથી જુદાઈ રાખવી

તેમ ધારી માણેકલાલ તો તેને ખરા અંતઃકરણથીજ બોલાવતો હતો. પરંતુ કમળાનો તેની સાથે કપટથીજ સબંધ ધરાવતી હતી તેથી એક દીવસ બોલી.

વ્હાલા આજ મ્હને તમારી હીરા કંઠી પેહેરવા આપો તો ઘણું સારૂં કારણ કે આજ મારે જમવા જવું છે.

**માણેકલાલ**—હા! ઘણી ખુશીથી કોણે તમને ના કહી છે લ્યો અત્યારે હાલ આપું એમ કહી પોતાની ઘરાણાની પેટી ખોલી તેમાંથી પાંચસો રૂપિઆની કિમતની હીરા કંઠી પોતાના છજામાંથી ફેંકી તેથી કમળાએ પોતાની બારીમાંથી ઝીલી લીધી. પછી માણેકલાલના દેખતાંજ તેણે ગળામાં નાંખી અને પુછયું.

વ્હાલા મને આ કેવી દેખાય છે ?

**માણેકલાલ**—ઘણીજ સરસ દેખાય છે, પરંતુ તું જમીને આવે એટલે તુરત મને આપી દેજે નહિં તો આવશે તો મહા ભારે તકરાર થઇ જશે.

**કમળા**—મ્હારે કયાં તમારી કંઠી રાખી મુકવી છે. હું તો જમીને આવી કે તુરત તમને પાછી આપી દઇશ. જાઓ જાઓ શું આમ અધીરા થઈ જાએ છો.

**માણેકલાલ**—વ્હાલી મને ત્હારા ઉપર જરા પણ અધીરાઇ નથી ને પરંતુ મ્હારા ઘરમાં તે જરા કકાસીઅણ છે તેથી મ્હારે પંચાત થઈ પડે તેમાં મ્હારે તને જરા ભાર દઇને કહેવું પડયું છે સમજી.

**કમળા**—ભલે તમને મ્હારો અણભરૂશો આવતો હોય તો રહેવા દો. મ્હારે કાંઇ કામ નથી.

**માણેકલાલ**—અરે એ શું બોલી—મને ત્હારો અણભરૂસો કોઇ દીવસ હોય ? શું આવાં ગાંડા ગાંડાં વચનો મુખમાંથી બોલે છે.

**કમળા**—હું તો તમને સ્હેજ કહેતી હતી કે જો એ કંઠી આપે છે કે નૃહિ ?

**માણેકલાલ**—શેહેજ કહેતી હોય કે ખરૂં કહેતી હોય પણ મેં ક્યાં તને ના પાડી છે.

**કમળા**—નહિ વચનના તો સાચા લાગો છે.

એમ કહી કમળાએ આડુ દોડુ ફોસલાવી પટાવી માણેકલાલ પાસેથી હીરા કંઠી લીધી અને વિચાર ધાર્યો કે......( સ્વગત ) હવે આ હીરા કંઠી માણેકલાલને પાછી આપવી નહિ, અને ધીરે ધીરે તેને તદન નીચોવી મુકવો અને કેહેવત અનુસાર તલમાં તેલ રહે નહિ તેવો ઘાટ લાવવો. કારણ કે તે મારા પ્યારમાં લપટાયો છે, એટલે પોતાની તમામ મીલકત આંધળો થઇ મને ખવરાવશે. અને હું ન્યાલ થઇ જઇશ, એમ ધારી એક દીવસ પોતાની બારીએથી બોલી. વ્હાલા ઘરની અંદર રહ્યા રહ્યા બ્હાર હવા ખાવા જઈએ તો ઠીક.

**માણેકલાલ**—ઘણીજ ખુશીથી તું કહે ત્યાં જઇએ.

**કમળા**—ત્યારે તમે પોળ બ્હાર ગાડી જોડાવી તૈયાર રાખો. એટલે આપણે બેસી ફરવા જઇએ.

**માણેકલાલ**—બહુજ સારૂ. હું જાઉં છું. તું અડધા કલાકમાં પોળ બ્હાર આવી ઉભી રેહેજે. હું ત્યાં ગાડી લઇ આવુંછું. પછી આપણ બંને જણ હવા ખાવા જઇશું.

આ પ્રમાણે કહી માણેકલાલ દીવ્ય પોશાક સજી માથે જરીની ભપકાદાર ટોપી પેહેરી રોફબંધ બ્હાર નીકળ્યો. અને અંગ ઉપર હજારોના દાગીના પેહેરી લીધેલા હતા. અને કમળા પણ આજકાલનો આછકલો યુરોપીયન લેડીઓના જેવો રોફ કરી અડધા કલાકમાં પોળ બ્હાર આવી ઉભી રહી. એટલે માણેકલાલ એકદમ રોફબંધ રબર ટાયરની ગાડી લઇ આવ્યો, પછી બંન્ને જણ બેસી ગયાં. અને ગાડીવાળાને હુકમ કર્યો કે ગાડી કાંકરીઆ બાજુ ચલાવ એટલે ગાડીવાને એકદમ ગાડી કાકરીઆ તરફ હાંકી.



## પ્રકરણ ૩ જું.

### દોહરો.

પ્રીત થકી પધારીઆં, હવા ખાવાને માટ;
નીશાથી ચકચુર બન્યો, થયો પાંશરો ઘાટ,

માણેકલાલ અને કમળા હવા ખાવા સારૂ ગાડી જોડાવી. કાંકરીઆ ઉપર એક શાન્ત સ્થળ હતું ત્યાં આવી પોહોંચ્યા. આ જગો ઘણીજ રમણીય હતી. કોઈ માણસ એ જગોમાં થોડોક વખત આરામ લેવા બેઠું હોય તો તેને ત્યાંથી ઉઠવાનું મન કદી થાય નહિ. આ જગોની આગળ ઘણા વેલા હતા તેથી તે બાગ માણુસને હેરત પમાડે તેવો હતો, તેથી માણેકલાલ અને કમળા બાગમાં આમથી તેમ ફરવા લાગ્યા.

કમળા—વ્હાલા, આપણે આવ્યે લગભગ બે કલાક થવા આવી હશે માટે ઘર તરફ જઈએ તો ઘણું સારૂં કારણ કે માહારી માં માહારી રાહ જોઈ રહી હશે.

માણેકલાલ—વ્હાલી આપણે આવીને કાંઈ પણ કામ કર્યું નથી અને તમે જવાની વાત કરો છો તે શું સારૂં કે?

કમળા—ત્યારે તમે કેમ ઉતાવળ કરતા નથી. વખત છે હું ઘેર મોડી જાઉં અને મારા પીતા લઢે તો આપણુને આગળ માહા હરકત પડે.

માણેકલાલ—અરે જે થનાર હશે તે થશે, બેશ તો ખરી.(એમ કહી પોતાના ગજવામાંથી ઉંચી જાતની (દારૂની) બાટલી કાઢી બોલ્યો) વ્હાલી લે આ સરબત પી તારા માટે હું ખાસ લાવ્યો છું.

**કમળા**—( જાણી જોઇને ) ઉહુહુહુહુહુ એ તો મને બીલકુલ પ્રસન્ન નથી, તમે મને એનું નામ દેશોજ નહિં. મને એ વાત બીલકુલ સારી લાગતી નથી, માટે નીશાનું નામ તો દુર જ કરી નાંખો,

**માણેકલાલ**—ગાંડી જોતા ખરી કેવો સરસ લાગે છે એક વખત પી જો એટલે તને ખબર પડશે. તેં કોઈ જીન્દગીમાં નહિં પીધો હોય એવો સરસ છે, જો ખરાબ લાગતો હોય તો આજથી તું મને કહેજે તો આપણે બંધ કરી દઇશું.

આ પ્રમાણે વાતચીત કરી માણેકલાલે ( દારૂ ) ની બાટલી ખોલી તેમાંથી બે ગ્લાસ ઉપરા ઉપરી કમળાને આપ્યા અને એક ગ્લાસ પોતે ઠોકયો પરંતુ તેઓમાંથી કોઇને નીશા ચઢી નહિ તેથી બીજા બે પ્યાલા ભરીને કમળાને આપ્યા અને દોઢ પ્યાલો પોતે પીધો. કમળા તો દરરોજ ( દારૂ ) પીતીજ હતી તેથી તેને જરા પણ ચઢયો નહિ પરંતુ માણેકલાલ શીખાઉ હતો તેથી તેને હદથી જાદે ચઢી ગયો તેથી લવારી કરવા લાગ્યો. કમળા પોતાના હ્રદયમાં બરાબર સમજી ગઇ કે, આ લાલને બરાબર નીશા ચઢી છે વળી તેની પાસે હજારો રૂપિઆનો માલ છે. માટે જો આ વખતે લહેરમાંને લહેરમાં જો માગીશ તો તે મને જરૂર આપશે અને મ્હારે ઠીક થઇ પડશે, માટે માગવું એજ સારૂં છે એમ ધારી બોલી—

વ્હાલા, મને આ તમારી મોતીની કંઠી આપો તો ઘણું સારૂં કેમકે મારી ડોકમાં હાલ બીલકુલ જણુસ નથી હું તદન ખરાબ દેખાઉં છું માટે મને આપો—

**લાલ**—ઓહો ! વ્હાલી તારાથી શું ચીજ વધારે છે, બોલ શું જોઇએ છીએ.

**કમળા**—તમારી કંઠી આપો. એ કંઠી મને સરસ લાગશે.

**લાલ**—લે ( એમ કહી ગળામાંથી કંઠી કાઢી આપી ) વ્હાલી ત્હારે માટે તો આ જીન્દગી ખરાબ કરૂં તો પણ એ

છું છે. એક સમે તું મારો પ્રાંણુ માગે તોપણુ આપ-
વાને તૈયાર છું, કંઠી શું ચીજ છે કંઠી તો કંઇજ
નથી, વ્હાલી ખુશીથી પેહેર માહારી. પાસે હજારો દા-
ગીના છે, જા આવતી કાલે હું તને મ્હારા સોનાના
સાકળાં આપીશ, પરંતુ તું મ્હારા હુકમમાં રહીશતોજ.

**કમળા**—આ શું બોલો છો મેં કયે દીવસે તમારો હુકમ ન
માન્યો અને કયે દીવસે હું તમારા સાંમું બોલી, વ્હાલા
આ શું બોલો છો તમારા સાંમું તે હું બોલી શકું ?
હું કાંઇ એવી મુર્ખ નથી કે તમારા સાંમું બોલી
શકું.

**લાલ**—તો બસ છે માહારા કબ્જામાં છું એટલે બસ છે.

**કમળા**—પ્રાંણુનાથ હું આપના કબ્જામાં નહિ રહું તો કોના કબ્જા-
માં રહીશ, મારો પતિ તો બીચારો આપની તેહેનાત-
માં રહેવા ખુશી છે, આપ જેમ કહેશો તેમ કરવાને
તૈયાર છે પરંતુ મને ફક્ત મારા માંબાપનો ડર છે.
મારા મા બાપ ન હોય તો મ્હારે કોઇ પણુ જાતની
હરક્ત પડે તેમ નથી.

**લાલ**—વ્હાલી તું મ્હારી ' એ મને ખાસ ખબર છે. મને ત્હારો
પુર્ણુ ભરૂસો છે.

**કમળા**—પ્રાંણુનાથ વાતોમાં ને વાતોમાં વખત વીતી જવા આ-
વ્યો છે, ચાર કલાક આવ્યાને વખત વીતી ગયો છે.
મોડી જઇશ તો મારા ઘર આગળ મહા પંચાત થઈ
પડશે માટે ઘેર જલદીથી જઇએ તો ઠીક.

આ પ્રમાણે વાત કરી માણેકલાલ અને કમળા બંને ગાડીમાં ચઢી બેઠાં, માણેકલાલ જાસ્તી નીશામાં હતો પરંતુ કમળી હિંમતવાન હતી તેથી બેધડક ગાડીમાં બેઠી અને માંણેકલાલને સંભાળીને બેસાડયો અને તાબડતોબ પોતાના ઘર તરફ આવ્યા. કમળી ગાડીમાંથી નીચેઉતરી માણેકલાલ નીશામાં હતોતેથી ગાડીવાળાને ચાર આના વધારે આપવાના કહી માણેકલાલને ગાડીવાળા સાથે તેને ઘેર પોચતો કરાવ્યો. અને પોતે પોતાના પતિને ત્યાં બારોબાર

ચાલી ગઈ એટલે પોતાના પીએરવાળા એમ જાણતા હતા કે કમળી પોતાને સાસરે ગઈ છે અને સાસરાવાળા જાણતા હતા કે કમળી તેને પીએરથી હજુ આવી નથી, આ પ્રમાણે બંને તરફ જાણતા હતા તેથી કમળીની વાત છુપી રહી હતી તેથી કમળી શાંણી સીતા થઇ પોતાના સાસરાના ઘરમાં ઘુસાઇ ગઇ અને પોતાના કામમાં વળગી, પણ માણેકલાલને ગાડીવાળો અરબડીઆં સાથે તેને ઘેર પુછતો પુછતો મુકી આવ્યો, આખા મેહેલાના માણસો સારી રીતે જાણી ગયાં કે માણેકલાલ (દારૂ) પીને આવ્યો છે. પરંતુ માણેકલાલ લઢવાડીઓ હતો તેથી કોઇ પાડોસી બોલી શકતું નહિ પરંતુ સર્વ સારી રીતે જાણતા હતા કે માણેકલાલ છાકટો થઇ ગયો છે--

---

## પ્રકરણ ૪ થુ.

### દોહરો.

ગામ જવાને નીકળ્યા, બન્નો પ્રીતે સાથ;
દાગીના લઇ નીકળ્યો, લાલ પોતે સંગાથ.



જી જે દીવસે પ્રાતઃકાળ થયો એટલે કમળા પોતાના સાસરેથી પોતાને પીએર આવી. કમળીનો જીવ માણેકલાલ તરફ ખેંચાતો હતો તેથી કમળીને પોતાને સાસરે બીલકુલ ગમતું નહોતું. તેથી સવાર થઈ એટલે એકદમ ચાલી આવી. કમળી આવી તે વખતે માણેકલાલ પોતાના ઓટલા ઉપર દાતણુ કરતો હતો તેથી બંને જણાએ આંખ સમસા ચલાવી, એ આંખ સમશામાં બંને જણ એમ સમજી ગયાં કે કોઈ કોઇને કોઇ પણ જાતની હરકત થઇ નથી. આ પ્રમાણે સમજયાં હતાં. તેથી કમળા પોતાના પીએર આવી પોતાની માના આગળ ડાહાપણ ભરી વાતો કરવા લાગી. કમળા કપટથી વાતો કરતી હતી તેથી તેની માતા બીચારી શું

જાણે કે આ કેમ વાતો કરે છે કે કેમ વાતો નથી કરતી, કમળા તેની આ સાથે વાતો કરતી હતી પણ તે વખતે તેને તે બીલકુલ સારૂં લાગતું નહોતું કારણ કે માણેકલાલ સાથે વાત કર્યા સિવાય તેને સઘળું ખરાબ લાગતું હતું તેથી માળ ઉપર આવી પોતાની બારીમાં ઉભી રહી અને એક ખુંખારો કર્યો એટલે માણેકલાલ પોતાના છજામાં આવી ઉભો રહ્યો, માણેકલાલ આવ્યો એટલે કમળાએ એક મીઠાઇનું પડીકું તેની સામે નાંખ્યું તેથી માણેકલાલ એમ સમજી ગયો કે કમળા મને ચાહાય છે. એમ ધારી પોતાના હૃદયમાં હદથી જાદે ફુલાવવા લાગ્યો અને બોલો.

કમળા આપણે હાલમાં એક બે માસ છુપા રહીએ તો ઘણું સારૂં કારણ કે આ લોકોના તાબામાં રહી છુપી રીતે વાત કરવી અને મોજ મારવી મને દુરસ્ત લાગતું નથી માટે બે માસ અલગ રહીએતો ઘણું સારૂં.

આ પ્રમાણે કહ્યું એટલે કમળા બોલી—વ્હાલા આપણે જુદા રહીશું એ વાત તો ખરી પરંતુ આપણા દીવસો શી રીતે સારી રીતે ગુમાવીશું, માટે તમે તમામ દાગીના સાથે લઇ લેશો તો આપણને ત્યાં સારી મઝા પડશે.

આ પ્રમાણે કહ્યું એટલે માણેકલાલે સર્વે દાગીનાની પેટી આખી ઉઠાવી લીધી અને તે લઈ મેહેલા બાહાર આવ્યો અને એક ગાડી ભાડે કરી પછી કમળી પોતાના માબાપને સાસરે જવાનું જવાનું કહી ચાલી આવી અને માણેકલાલે ગાડી જોડાવી હતી તે ગાડીમાં આવી બેશી ગઈ પછી બંને જણા એક નાંના રમણીય ગામડામાં ગયા. પોતાની સાથે એક નોકર તથા એ રસોઇઓ રાખ્યો કારણ કે ત્યાં તેઓને બીલકુલ હરકત પડે નહિં.

ગામ આવ્યા પછી માણેકલાલ અને કમળા ધણીધણીઆંણી માફક રહેવા લાગ્યાં, કોઈ તેમને પુછતું તો તેઓ તેમને ધણીધણીઆંણી છીએ, એવો જવાબ આપતા હતા, તેથી કોઇના મનમાં જરા પણ વેહેમ આવતો નહિં. અને બંને જણ ખુશીની સાથે ગાંમડામાં રહેતા.

માણેકલાલ અને કમળા ગાંમડામાં લગભગ છ માસ સુધી

રહ્યા. ૭ માસ સુધી તેઓ ગાંમડામાં રહ્યાં હતાં તેથી કમળાના ઘેર આગળ તેમજ તેના સાસરે શોધમ શોધ થઇ રહી હતી. કમળાને શોધવામાટે કમળાના માબાપે તેમજ કમળાના સાસરાનાઘરનાંએ ઘણા રૂપિઆ ખરચ્યા, પરંતુ કોઇ પણ ઠેકાણે તેનો પત્તા લાગ્યો નહિ. તેથી છેવટે સઘળાં આશા મુકીને બેશી રહ્યા, વળી માણેકલાલ પણ શહેરમાં નહોતો તેથી તેઓને થોડો થોડો વેહેમ લાગ્યો કે, માણેકલાલ અને કમળા બંને ઉપડી ગયાં હશે. એમ તેઓને બરોબર ખાત્રી થઈ તેથી કમળાની આશા તજી દઈ ઘણી મેહેનત ફુરી જેમના તેમ બેશી રહ્યાં.

૭ માસ ગામડામાં રહ્યા ત્યાં માણેકલાલને લગભગ હજાર રૂપૈયાખર્ચ થયા હતા અને નવ હજારના દાગીના તેની પાસે વધ્યા હતા. તે દાગીના વપરાવવા માટે કમળાની દાનત બગડી હતી તેથી બોલી--

વ્હાલા, આવા નાંના ગાંમડામાં રહ્યાં કરતાં કોઈ મોટા શેહેર માં જઇએ તો ઠીક. કારણ કે આવા ગામડામાં મને રહેવું બીલકુલ પસંદ પડતું નથી.

**માણેકલાલ**—ઓહો એમાં શું છે. ચાલો મોટા શેહેરમાં જઇએ.

આ પ્રમાણે વીચાર કરી બન્ને જણા નાના ગાંમડામાંથી મુંબાઇ જેવા વીસાળ શેહેરમાં ગયા ત્યાં એક અત્યુતમ મકાન ભાડે રાખ્યું અને તેમાં બંને જણા એક શેઠીઆ માફક રહેવા લાગ્યા. અને દરરોજ અવિચાર્યું ખર્ચ કરવા લાગ્યા. બે વર્ષમાં નવ હજારના દાગીના વટાવી નાંખ્યા અને છેવટે પોતાની પાસે કાંઈ રહ્યું નહિ એટલે તેને ચિન્તા થવા લાગી, માણેકલાલ લાલઇ કકરતો હતો તેથી તેનાથી નોકરી પણ કોઇની થઇ શકતી નહોતી. તેથી પૈસા થઇ રહ્યા એટલે કમળી સમજી ગઇ કે આ લાલ લુખા બની ગયા છે હવે આની પાસે રહેવામાં કાંઇ માલ ન... ધારી માણેકલાલને કહેવા લાગી--

તમે નોકરી કરી પૈસા લાવો તો હું તમારા ભેગી રહું અને જો તેમ ન કરવું હોય તો મને સાફ સાફ ના પાડી દો કે હું મારા રસ્તે ચાલી જાઉં.

**માણેકલાલ**—વ્હાલી, આ ત્હારી પાસે મ્હારી કંઠી છે અને

વળી તાહારા દાગીના પણ તાહારી પાસે છે. લગભગ બધા મળીને ત્રણ ચાર હજારના દાગીના તાહારી પાસે છે છતાં તું મુંને નોકરી કરવા જવાનું કહે છે એ વાત શું સારી કે ?

**કમળી**—ના માહારા દાગીના હું નહિ વટાવું માહારો દાગીનો માહારે વટાવવાનો બીલકુલ નથી સમજ્યા–પાલવે તો રાખો નહિં તો મને રજા આપો, મ્હારે કાંઇ તમારા બાપની ઓશીઆળ નથી.

**માણેકલાલ**—અરે આ તું શું કહે છે. મેં તને દસ બાર હજાર રૂપિઆ ખવડાવ્યા છતાં તું મને બુરી વખતમાં સાહાય નથી કરતી અને તું નોકરી કરવા જવાનું કહેછે.

**કમળી**—ત્હારે નોકરી કરવા જવું હોય તો જા નહિં તો મ્હારે કાંઇ એવી જરૂર નથી.

**માણેકલાલ**—બસ હવે માહારી સાથે ત્હારે સબંધ નથી રાખવો બસ થઇ રહ્યું. તું પૈસાની જ સગી છે કેમ ? તેં મારી પૈસાની ખાતરજ દોસ્તી બાંધી હતી ?

**કમળી**—એક વાર નહિં પણ હજારવાર પૈસાની ખાતર. શું ત્હારી ગુલામગીરી કરતાં હઇશું કે ? ગાંઠના પૈસા ખર્ચવા માટે કદી નહીં હું તો મારે આ ચાલી જાઉં.

એટલું કહી માણેકલાલને રઝળતો મુકી કમળી ત્યાંથી એક દમ ચાલી નીકળી અને પોતાને દેશ આવી અને માણેકલાલ ત્યાં જ રઝળતો રહ્યો.

---

## પ્રકરણ ૫ મુ.

### દોહરો.

**લાલ ફસ્યો પરદેશમાં, પાસે નવ રહી પાઇ;**
**સ્ત્રીએ પત્ર લખી અને આપી ધીરજ સાઇ.**

કમળીના ઘેર આવ્યા પછી કમળીને તેના માતાપીતાએ પુછ્યું કે તું આટલા દીવસ કયાં ગઇ હતી, ત્યારે તેણે કહ્યું માતાજી મને આપણો પાડોસી પેલો માણકો ફોસલાવીને પરદેશ લઈ ગયો

હતો અને ત્યાંથી મને આવવા દેતો નહોતો તેથી મારાથી આવી શકાયું નહિં માતાજી મ્હારો જરાપણુ વાંક નથી, વાંક સઘળો એ મારા રોયા માણુકાનો છે મારો રોયો મને ત્યાં દરરોજ કેદની માફક રાખતો હતો એક જરા પણુ છુટી મુકતો નહોતો, માતાજી જો તેણે મને છુટી મુકી હોત અને મારા ઉપર વધારે જાપતો ન રાખ્યો હોત તો હું તમારી પાસે કયારનીએ આવી હોત પણુ શું કરૂં કે મને મારા રોયાએ રોકી રાખી, તે સાંભળી તેની માતા બોલી—

ત્હારે શા માટે તેની સાથે જવું પડયું ?

**કમળી**—માતાજી મારો રોયો મને પરાણે ગાડીમાં ઘાલી લેઈ ગયો હતો, મારૂ અબળાનું તેની પાસે શું જોર ચાલે.

**તેની માતા બોલી**—કાંઈ ફીકર નહિં બેહેન, મારો રોયો નખ્ખો દીયો એ કયે ગામ છે એ તું મને કહે કે હું તેની ધુળ કાઢી નાંખું.

**કમળી**—માતાજી તે તો પ્રેમનગર કરીને દેશ છે ત્યાં રહે છે. હવે તેની પાસે પૈસા આવી રહ્યા છે તેથી તેણે મને જવા માટે કહ્યું, તેને ખાવાની પણ ભારે હરકત પડે છે. અને હવે તે ઘણીજ બુરી હાલતમાં છે.

આ પ્રમાણે કમળી તેની માતાને વાત કરતી હતી તેથી માણેકલાલની સ્ત્રીએ આ વાત સાંભળી તેથી તે બીચારી અત્યંત બળવા લાગી ને તેને માટે ઘણો જીવ બાળવા લાગી અને કમળીની અને તેની માતાની વાત એક ચીતે સુણવા લાગી.

**કમળીની માતા**—બેહેન તું કહેતી હોય તો તારા બાપને કહી હું તેમને પ્રેમનગર મોકલું અને કહેતી હોય તો તેને જેલમાં મોકલાવી દઉં.

**કમળી**—ના માતાજી એને તો પ્રભુએજ સજા કરી છે માટે એટલું બધું કરવાની આપણે કાંઇ જરૂર નથી. હવે કરવાથી આપણુને કાંઇ ફાયદો નથી, એને એટલી સજા પરમેશ્વરે કરી છે તે બસ છે.

**તેની માતા**—ત્યારે બહેન હવે તું બરાબર નિતિથી ચાલજે

હવે તું કોઇ દિવસ ભુલ કરીશ નહિ અને તારા બાપની આબરૂને ખલેલ લગાડીશ નહિ.

**કમળી**--માતાજી હું કોઇ દીવસ જાઉં એવી નથી પરંતુ તે મારોયો મને ફોસલાવી પટાવી લઈ ગયો એટલે શું કરૂં.

આ પ્રમાણે વાત થઇ એટલે તેની માતા તથા તે પોતાના કામે વળગી પડયાં. પણે માણેકલાલની સ્ત્રી માણેકલાલ માટે આ વાત સાંભળી અતિશય ચિન્તા કરવા લાગી અને વિચાર ધાર્યોકે પ્રેમનગરમાં મારા પતિને એક કાગળ લખીશ તો ઠિક થઇ પડશે એમ ધારી નીચે પ્રમાણે કાગળ લખવા બેઠી.

શિર છત્ર પ્યારા પતિની પવિત્ર શેવામાં

માહારા શિરના મુગટ, મારા પ્રાંણથી પણ અધિક વ્હાલા તમે આ અઘટીત પગલું કેમ ભર્યું હશે ? આ પગલું ભરતાં પેહેલાં આપને વિચાર કેમ પ્રથમ નહિ આવ્યો હોય ? આપને પ્રદેશ જઇ શા માટે દુઃખ વેઠવું પડે છે, ઘર આગળ રહી. નિતિથી ચાલી, જેવી રીત તમોએ પરાઇ સ્ત્રીના પ્રેમમાં દીલ કર્યું છે તેવી રીતે જો કદાચ પ્રભુમાં ચીત રાખી તેમનુંજ સમરણ કરી તેમનામાંજ પ્રેમ રાખ્યો હોય તો પ્રભુ તમને કેવી સારી દશામાં લાવી મુકે ? બુદ્ધી વધારે, તન દુરસ્તી રાખે, પૈસા પ્રાપ્ત થાય, માણસની વૃદ્ધી થાય, કોઇ પણ જાતનો ભય રહે નહિં અને સદા આનંદમાં દીવસ નીર્ગમન થાય. તેવી સ્થીતીમાં લાવી મુકે, પરંતુ તમે અનિતી રસ્તો ઝાલ્યો છે એ એથી કેવળ ઉલટુંજ છે માટે ઘેર આવી માહારા કહેવા પ્રમાણે વર્તો કે પ્રભુ સર્વ પ્રકારે સુખ પ્રાપ્ત કરે,વ્હાલા વધારે શું લખું સાંભળો--

હરિગિત છંદ.

**પ્રિતમ તમે પરનારીના, સહવાસથી દુખી થયા;**
**શું આદરી મનમાં તમે, પરદેસમાં ચાલી ગયા.**
**પરનારીની પ્રીતી થકી, દુઃખી તમે ઘણા થાઓછો;**
**એ શું તમોને સારૂં લાગે, દુઃખી શાંને તમે થાઓછો.**

કૃમળી મળી કુબજા તમોને, છેતર્યા છુપી રીતે;
મેં જાણ્યું નહિં કૃત્ય તેહનું, મુજ અબળાને ચાહો પ્રીતે.
વ્હાલા હવે મન ધારીને, આવોને પ્યારા દેશમાં;
આ દાશી પર નીંધા કરી, તમો નવ રહો વિદેશમાં.
તમ માટે પ્યારા મન મારૂં, નિત્ય ઘણું અકળાય છે;
પણ શું કરૂં લાચારછું, એ શંખણી ભમરાળી છે.
નાણું તમે નિત્ય નવ વિચારી, વાપર્યું પ્રીતે કરી;
પણ નવ વિચાર્યું મન વિષે, કુલટા થકી પ્રીતી કરી.
પ્રીતમ તમે પરનારીની, પ્રીતીમાં વ્હાલા કયમ ગયા;
શું આદરી મનમાં તમે, અળગી કરીને દુર થયા.
પ્યારા પ્રીતમજી તમવિના, મને ગોઠતું નથી દેશમાં;
માટે તમો નીધા કરી આવો ને પ્યારા પાસમાં.
મને દુઃખ ઝાઝુ તમવિના, અહિં થાય છે હું શું કરૂં;
વ્હાલી ઉપર નીધા કરી, દુઃખ ટાળો પ્યારા પાધરૂં.
લહી લોહી લુસી છુટા મુકી, આવી કુલટા દેશમાં;
મુક્યા રખડતા આપને, વિચારો પ્યારા વિદેશમાં.
બધી મુડી ખોઈ માલ ખોયો, કુબજા તણાવળિ સંગમાં;
એ ધ્યાંન દઇને મન વિચારી, ઘર આવો ભલા રંગમાં.
હદ થઈ હલકા પડયા, વળી આબરૂ ચાલી ગઇ;
પૈસા ગયા વળી જાત ખોઈ, જાતે પણ દુઃખી થઈ.
અબળા તણા સામું નીહાળી, દીલ દયા કાંઇ લાવીને;
પધારો પ્યારા પ્રીતથી, સઘળું વિશારે નાંખીને.
મને દુઃખ મનમાં થાયછે. અરે પ્રાંણ પ્યારા તમવિના;
તે ટાળોને જલદી પધારી, સુખ સ્થાપો પ્રાંણના.
પ્રીતમ હવે હું શું લખું, વિશેષ આથી હરધી;
સમજુ તમોછો શાંમળા, અબળા હું તો મનમાં રડી.
મુજ દાસીનું તમો દુઃખ ભાગી, સુખી પ્યારા થાઓને;
આનંદથી રહી નિત્ય પ્યારા, પ્રભુ પ્રિતે ચિત ચાહોને.

મ્હારા વ્હાલા પ્રીતમ હું આપને શું વધારે લખું, આપ સમજુ છો એટલે હું વધારે લખવાને કાંઈ જરૂર ધારતી નથી ભલે કુસંગની સંગતથી એક વખત એમ થયું ફીકર નહિ પ.

રંતુ આપ હવે જલદી ઘેર પધારી સ્વધર્મમાં સાંમેલ રહી સદા આનંદમાં દીવસ નિર્મગ્ન કરો કે પ્રભુ તમારા પર સદા પ્રીતી રાખે, ટુંકમાં એજ,

લી. આપની દાસી,

**મહાલક્ષ્મીના**

પ્રણામ.

આ પ્રમાણે પત્ર લખી ટપાલમાં નાંખ્યો બાદ. પોતે પોતાના પતિના બળાપા કરવા લાગી. વળી પોતાને ખાવાને માટે સાધન નહોતું તેથી ઘરનું પરચુરણ કામ કરવા લાગી- કારણ કે માણેકલાલ ઘરમાંથી તમામ દાગીના લઇ ગયો હતો તેથી તેને અત્યંત દુઃખ હતું છતાં પણ બીચારીએ પોતાના પતિ માટે અત્યંત જીવ બાળી ઉપર પ્રમાણે પત્ર બીડયો--

માહાલક્ષ્મી એકલી હતી તેથી બીચારી તેઓ તેના પતિની બુરાશ બોલતા તોપણ એકપણ શબ્દ બોલતી નહીં. કમળીના માબાપ બોલતા તોપણ એક પણ શબ્દ બોલતી નહિ. કમળીના માંબાપ અને કમળી એવાં તો નીચાં અને ખરાબ હતાં કે જે વાત લખવાને ઘણોજ વખત વીતી જાય તેમ હતું. પરંતુ એટલુંજ કે તેના માંબાપ પણ કમળીને ખરાબ રસ્તે દોરવાની મદદ કરતાં હતાં તેથી કમળી પણ ખરાબ રસ્તે જતી અને લોકોના પૈસા પ્રપંચ કરી પડાવતી.

---

## પ્રકરણ. ૬ ઠું.

### દોહરો.

**દુઃખ પડયું પરદેશમાં, ગભરાયો તત્કાળ;**
**પત્ર મળ્યો વાંચી પછી, આવ્યો પાછો દ્વાર.**

મહાલક્ષ્મીનો લખેલો પત્ર માણેકલાલને ત્રીજે ચોથે દીવસે મળ્યો તે પત્ર તેણે ત્વારીથી ફોડયો અને એમ ધાર્યું કે ત્ર મને મારી વ્હાલી કમળીએ લખ્યો હશે કારણકે જ

અહિં દુઃખી હાલતમાંજુ. તેથી તેણેજ લખ્યો હશે એમ ધારી હરખાતો હરખાતો ફોડયો.

પત્ર ફોડી વાંચવા લાગ્યો અને લખીતંગ મહાલક્ષ્મી એવા શબ્દો વાંચ્યાં એટલે તેને ઘણુંજ શરમ ભરેલું લાગ્યું અને ધાર્યું કે મારી સ્ત્રી મને અસલથીજ કહેતી હતી કે "અસલતે અસલ છે અને નકલ તે નકલ છે" એમ કહેતી હતી છતાં જુવાનીના તોરમાં તણાઈ જઈ મેં ન માન્યું અને એકદમ ખુવાર બની ગયો. બાંપુકી મુડી ગુમાવી બેઠો. આબરૂ પણ ખરાબ કરી બેઠો. હવે હું શું ગ્હો લઈ તેની આગળ જાઉ તેની આગળ ગયા કરતાં સમદ્ર પિતાને ભોગ આપવો વધારે સારૂં છે કારણ કે મને પાપીને તે સજાજ લાયક છે. પણ અરે ! હું ગયો એટલે બીચારી સ્ત્રીની બુરી વલેજ સમજવી. હું તો કદાચ મારા જીવથી જઇશ પરંતું તે બીચારી આખી જીન્દી દુઃખી થશે માટે તેના કરતાં ઘર આગળ જવું અને તેના લખવા પ્રમાણે નિતિથી ચાલવું વધારે સારૂં છે. તેણે પણ બીચારીએ મારી સાથે લગ્ન સબંધ બાંધી શું સુખ ભોગવ્યું છે? તેણે મારી સાથે વાત સરખી પણ કરી નથી માટે સ્ત્રીનો નીસાસો લીધા કરતા અને કમોતે મરવા કરતાં પ્રભુ પાસે માફી માગી દેશમાં જવું અને નિતિથી ચાલવું એ હું હજાર દરજે સારૂ માનુંછું પરતું હાલ મારી પાસે કાંઈપણ અગવડ નથી, શી રીતે દેશમાં જવું? પૈસા કયાંથી લાવવા. ઓછામાં ઓછા પચીસ રૂપિઆ તો જોઇએજ તે શિવાય તો જવાયજ નહિ. પણ કાંઈ નહિં આ ઘરમાં પરચુરણ સામાન પડયો છે તે શા કામનોછું તેના મને પંદર રૂપિઆ લગભગ ઉપજશે એમ લાગેછે. મારે ઘેર જવાની તો સગવડ તો થશેજ માટે ચાલ જીવ સામનને વેચી નાંખું અને રૂપિઆ લાવું.

એમ ધારી બજારમાં સામાન ઉચકી ગયો અને પોતાનો સઘળો સામાન પંદર રૂપિઆમાં વેચી નાખ્યે. અને રૂપિઆ લેઇ પોતાના ઉતરે આવ્યો અને હિંમત ધરી સ્ટેશને આવી ટીકીટ કરાવી ગાડીમાં બેશી ગયો, પછી થોડીક વારમાં ટ્રેન ઉપડી ગઇ.

લગભગ બે અઢી દીવસે માણેકલાલ પોતાને દેશ આવ્યો. પોતાની સ્ત્રીની પાસે જવાને તેને શરમ લાગતી હતી તેથી ગભ-

થયો; પોતાની થયેલી ભુલ નજર આગળ આવવા લાગી; પોતાના પિતાએ સંપાદન કરેલુ દ્રવ્ય ગુમાવી બેઠો; માત્ર ઘરનું ખોખું રહેલું હતું, પોતાની સ્ત્રીના અંગ ઉપર ધારણા કરવાના દાગીના પણ રહ્યા નહી; તેથી પોતાનું હીત ઇચ્છનારી સ્ત્રીને શો જવાબ દેવો ! —શું બોલવું ! એ વિકારે ઘણા વિચારના બ્રહ્મજાળમાં તરફડવા લાગ્યો; તો પણ છેવટે પોતાની ભૂલ માટે હિતચિંતક સ્ત્રીની પાસે માફી માગવી એવા નિશ્ચય ઉપર આવેલો નિર્ધન થઇ ગયેલા માણેકલાલે પોતાના ઘરમાં પ્રવેશ કર્યો.

પતિ શેવામાં તત્પર રહેનારી સુશિલ મહાલક્ષ્મિએ પોતાના પતિને જોતાંજ પ્રસન્ન વદનથી આવકાર આપ્યો; આ વખતે જમીન ઉપર દ્રષ્ટિ કરીને નેત્રમાંથી આંસું કાઢી રહેલો માણેકલાલ બોલ્યા ચાલ્યા વિનાનો ગદગદિત થઇ ગયો હતો,—પ્રેમાળ મહાલક્ષ્મી એ પશ્ચાતાપ પામેલા પતિ તરફ નજર કરીને સવિનયથી કહેવા લાગી કે, પ્રાણપતિ ! તમારા અંતઃકરણમાં પશ્ચાતાપનું અંકુર ફુટિ નીકળેલું જણાય છે. તેથીજ મને ઘણો સંતોષ છે—ખેર કદાપી તમામ ધન અને દાગીના ગુમાવી બેઠા છો તેની કાંઇજ ફિકર નથી—જવા કાળ વસ્તુ કોઇ નિમિત્તથી જાય છે—કાંતો ચોરીથી અથવા આગ લાગવાથી; કે ધીરેલા નાણાં ડુબવાથી મળિ શકતાં નથી—તેવી રીતે તમારા હાથથી કુચ્છંદ માર્ગના નિમિત્તથી જવાનું હતું તે જઇ ચુક્યું છે—તમે પોતે હયાત છો અને તંદુરસ્તથી અત્રે આવ્યા છો એજ લાખ્ખો રૂપીયાનો લાભ હું માનું છું;—અને જે માર્ગથી દુઃખ પ્રાપ્ત થવાનો તમને અનુભવ મળ્યો છે તે માર્ગે હવે તમે કદી ચઢવાના નથી. એજ મોટો લાભ હું માનું છું —દ્રવ્ય તો નાશવંત છે. અને સારા કાર્ય તથા દેશનું કલ્યાણ થાય તેવાં કાર્ય નિરંતર અમર રહે છે; હું તો તમારી દાસી છું—તમો ભણેલા અને સમઝુછો. તેથી તમને શીખામણ દેવાને, હું લાયક નથી; માટે હવે તમે નિવૃત્તિથી કોઇ પણ પ્રકારનો ઉદ્યોગ કરો કે જેમા ઇશ્વર પણ સહાય કરશે.

અનેક પ્રકારની ચિંતાથી બળી ગયેલો માણેકલાલ પોતાની સ્ત્રિનાં વચન સાંભળી શાંત થયો. અને બોલ્યો કે પ્રીયા ! જેને સદગુણિ સ્ત્રી છે તેનું ધન્યભાગ માનું છું;—મારા વિકળ થએલા અને તવાઇ ગયેલાં હૃદયમાં તમેજ દીલાસા રૂપી અમૃત છાંટ્યું છે; તમે કેવળ નિર્દોષ છતાં કુસંગ દ્વારાએ મધના નીશામાં મસ્ત

થએલો હું એ કદર વાળો થઇને તમને ઘણુંજ અપમાન કર્યું છે; તમારા સુખમાં મ્હેં અગ્ની સળગાવ્યો છે. એજ અગ્નીએ મને ભારે નુકશાન કર્યું છે; એટલુ બોલીને તેણે ભારે નિશ્વાસ મુક્યો; અને નેત્રમાંથી આંસુ કાઢવા લાગ્યો;—શુશિલ મહાલક્ષ્મિએ પ્રેમની શુદ્ધ મમતા બતાવીને પોતાના વસ્ત્રથી સ્વામીના નેત્રમાંથી નિકળતાં આંસુ લુછી નાંખ્યાં:—

જેવી રીતે સુકાઈ ગયેલા સરોવર ઉપરથી કારંડ. બગલા, ઈત્યાદિક પક્ષીઓ ઉડી જાય છે; અર્થાત તે સરોવરનો ત્યાગ કરે છે તેવી રીતે નિર્ધન થએલા માણેકલાલ સાથે દુવ્યસની મિત્રો મિત્રાચારીનો સંગ ત્યાગ કર્યો પણ જે વખતે તે માણેકલાલ શાળામાં અભ્યાસ કરતો હતો તે વખતે એક સુજ્ઞ મિત્ર પ્રમોદ શંકર કરીને હતો તે રૂઇ અને બીજા મોટા વેપારમાં ગુંથાઇને લક્ષાધિ પતિ થયો હતો; તેણે માણેકલાલને ફાટેલા કપડાવાળો ગરીબ સ્થિતિમાં જોયો; પ્રમોદશંકરે તે માણેકલાલને પ્રથમ સધન દીઠો હતો. છતાં જ્યારે આ વખતે તેના ઉપર પ્રમોદશંકરની દ્રષ્ટી ગઇ ત્યારે તે પ્રમોદશંકરે પોતાની વેગભરી ગાડી જતી ઉભી રાખીને માણેકલાલને સાદ પાડીને બોલાવ્યો, ઘણે દીવસે શાળાના મિત્રની ભેટ થઇ તેથી માણેકલાલને પણ આનંદ થયો; પ્રમોદશંકરે પ્રેમની મમતાથી પોતાની ગાડીમાં બેસાર્યો, અને કહ્યું કે મારે તમારી સાથે થોડીક વાત કરવી છે; હું અત્યારે મારા મિત્રને ત્યાં જ્યાફત છે ત્યાં જાઉછું અને એજ જ્યાફતમાં તું પણ મારા આમંત્રણથી સામેલ થા;—ચાલો ઠીક થયું કે તુ ઘણે દિવસે મળ્યો. મિત્ર! તું આટલો બધો કંજુસ કેમ થઇ ગયો? તારી પાસે દસ પંદર હજારની પુંજી છે છતાં આમ કંગાલ સ્થિતિમાં શા માટે ફરે છે! હજુ તને સંતતી પણ નથી, માત્ર ધણી ધણીઆણી છો, માત પિતા પણ નથી, છતાં કાહોને માટે સંગ્રહ કરે છે! હા એતો ખરૂ છે કે પોતાના ભવિષ્ય માટે સુખનું સાધન પ્રયત્નથી કરી મુકવું જોઇએ. પણ શારીરીક સંપતીને સુખ આપવું એ મુખ્ય સાધન છે: માટે કૃપણતા દુર કરો.

મિત્રનું વચન સાંભળીને માણેકલાલના નેત્રમાંથી આંસુ છુટયાં, એકા એક દીન થઇ ગયેલા મિત્રને જોતાંજ પ્રમોદશંકરને ઘણુંજ આશ્ચર્ય લાગ્યું. તે સાથે તેના મનમાં એવી અશર થઇ કે આ માણેકલાલ પોતાનું મન ગુમાવી બેઠો હોય એમ જણાય છે; એવા

વિચાર સાથે તેને પોતાની છાતી સરસો ચાંપ્યો. તે સાથે ધૈર્યતા આપીને સવિસ્તર હેવાલ જાણવાની ઇચ્છા જણાવી. માણેકલાલે અથથી તે ઇતી સુધી પોતા ઉપર પડેલી આફત, કુસંગનું ફળ, સ્વાર્થીઓ પિતાનો સંગ, ઇત્યાદીકનો હેવાલ જણાવી દીધો. પ્રમોદ શંકરે તેના સત્ય સ્વભાવને માટે તથા તેના પશ્ચાતાપને માટે કદર કરીને પોતાના ધંધામાં થતા નફા માટે આઠ આની ભાગ આપવાનું ઠરાવ કરીને તેમાં જોડવાને માટે દીલાસો આપ્યો. માણેકલાલ સસ વકતા, ધારીષ્ટ અને લાયક હતો, તેથી પ્રમોદશંકરને તેનાથી વધારે લાભ થવાનો સંભવ હતો. પુર્ણ વિશ્વાસુ અને લાયક માણસ મળવો મુસ્કેલ છે. છતાં આ લાયક અને બાળમિત્ર કયાંથી ! એમ સમજીને પ્રમોદશંકરે તેને આગ્રહથી રાખ્યો.

ગાડીમાં તમામ વાત ચિત થઇ રહી સાંજરે જાફત કરીને ઘેર આવી પોહોચ્યા, પ્રમોદશંકર પણ માણેકલાલને ઘેર ગયો અને માહાલક્ષ્મીને સારો દીલાસો આપ્યો, મહાલક્ષ્મીએ પ્રમોદશંકરનો મોટો ઉપકાર માન્યો.

દરરોજ પ્રમોદશંકરની પેઢીએ માણેકલાલ જતો હતો. એકંદર બાર મહીનાનો નફો ટોટો જોતાં પચાસ હજાર રૂપીયાનો ફાયદો નીકળી આવ્યો; તે ફાયદાની રકમમાંથી પચીસ હજાર રૂપીયા માણેકલાલને પ્રમોદશંકરે આપ્યા, અને તે રકમમાંથી માણેકલાલે દસહજાર રૂપીયાનો વ્યાપાર કર્યો જેમાંથી તે સારો લાભ મેળવી શકયો. મિસ્તર પ્રમોદશંકરના સંગથી તે લક્ષાધીપતિ થયો, પોતાને ઘેર ગાડી ઘોડા રાખવા માંડયા. સારા સારા માણસોની મંડલી ઝામવા લાગી; ઉત્તમ પ્રકારના અલંકાર અને હજારો રૂપીયાના દાગીનાથી ભરપુર થએલી ઉર્વશીની માફક માહાલક્ષ્મી ઘરમાંથી બાહેર આવજા કરવા લાગી; તેજ પ્રમાણે માણેકલાલના ભભકામાં કંઇજ મણા રહી નહોતી. પ્રથમ જે સ્થિતિ હતી તેના કરતાં દસ ઘણા દરજ્જાની ઉંચી પાયરીનો પરીણામ પ્રમોદશંકર મિત્રની કૃપાથી પ્રાપ્ત થયો. બન્નેયો મિત્રના પરસ્પર પ્રેમની બલીહારી જુદીજ હતી, જેને માટે રાજનગરમાં સઘળા સજ્જન વર્ગ તારીફ કરી રહેલા હતા.









# પ્રકરણ ૭ મું.

## દોહરો.

કરો અનેક ઉપાય પણ, ગર્ધવ બને ન ગાય;
કુટિલ કુટિલતા નહિ તજે, કાગ હંસ નહિ થાય.

---

( લેખક—રાજકવિ 'હર્ષદ' )



વાચક મિત્રો એમતો સમઝી ગયા હશે કે પેલી કુ-સ્વછંદી કમળાના મા બાપે કમળાના લાંચ્છનને નિભાવી લીધુ હતું. છમાસ સુધી પરદેશમાં સ્વેચ્છાચારીથી માણેકલાલની પાસે રહી છતાં તેણીને ઠપકો દીધો નહી; કમળાએ જે સબબ બતાવ્યો હતો તે સબબ બિલકુલ માનવા જેવો નહોતો, પુરૂષને વિહ્વળ કરનાર અને મોહમાં ફસાવનાર ફંદ ભરેલી ફંદી વનિતા છે; જ્યારે તે નિર્લજ થાય છે ત્યારે તેના ગુણ ઉપર નહિ પણ તેણીના સ્વરૂપ ઉપર મોહ પામીને અગનીમાં જેમ પતંગીયા ઝપલાય છે તેમ અવિચારી પુરૂષ તેના કટાક્ષ રૂપી અગનીમાં ઝપલાય છે, એક તરફ દુષ્ટ વર્તન વાળી સ્વારથી સ્ત્રી દ્રવ્ય સંપાદન કરવાને પોતાની મોહ જાળ અને કપટની ચાદર પાથરે છે ત્યારે બીજી તરફ મોહ ફંદમાં ગુડદાસ બનિ ગયેલા બેવકુફ બહાવરા નામરદા અને વિહ્વળ માણુસો તેણીને આધીન થઇને બાયલા બની જાય છે, અને છેવટે બગલ જેવા બનીને પાછળથી સુધરે છે આ વારતામાં માણેકલાલે પર સ્ત્રીની છકડ ખાઇને સુધર્યો છે એમતો જાણવામાં આવ્યું પણ પેલી કમળાનું વર્તન કેવું રહ્યું ! અને કેમ થયું ! તે જાણવાની જરૂરછે. તે સ્વચ્છંદી કમળાનો પતિ બેહેચરદાસ ઘણો ચીડાયો હતો. કમળાની કુટિલતા જોણીને તે કમળાની ગેર હાજરીમાં લાયક સ્ત્રી સાથે લગ્ન કર્યું હતું; તેથી તે સ્વછંદી કમળા પોતાના પિયરમાંજ રેહેતી હતી, થોડીક વખતમાં બાર બાર મહિનાની છેટીમાં કમળાનાં માબાપ ગુજરી ગયાં, તેથી તેને વારસામાં મોટુ ઘર અને પંદર

હજારની પુંજી મળી હતી, માબાપની હયાતીમાં તેણીને કાંઇક ડર હતો તે ભય હવે મુળથીજ મટિગયો બીજી તરફ સ્વસુર પક્ષ વર ફથી છુંડાઇ હતી તેથી તે તરફનો પણ તેણીને ભય રહયો નહી; આમ થવાથી હવે તો કમળાને ફાવે તેમ કરવાને સ્વતંત્રતા મળી આવી. ઝરોખામાં દરરોજ બેશીને ચારે તરફ ફર્યા કરતી હતી; જે માં તેણીને પેલા માણેકલાલની સ્થિતિ હતી તેના કરતાં હજાર દર જ્જે ઉંચ વર્ગમાં ચઢેલી માલુમ પડી; તે માણેકલાલના ભોળા સ્વ ભાવને સારી પેઠે જાણુતી હતી, તેથી તેણીને માણેકલાલ સાથે સ બંધ જોડવાને લોભ અને મોહ વધ્યો, જેવી પોતે રૂપ લાવણ્યતા માં વખાણવા જેવી હતી. તેવીજ રીતે માણેકલાલ પણ દેખાવમાં કામદેવ જેવો હતો; તેથી પોતાની સમોવડ તરૂણને પ્રાપ્ત કરવાને વળખાં માર્યાં કરતી હતી. માણેકલાલનો વૈભવ અને ટીમાક તથા તેની સ્ત્રીના શરીર ઉપરના હજારો રૂપીયાના કિમતી દાગીના જોઇ ને કમળાનું હૃદય કહ્યું કરી શકયું નહી; ગમે તેમ કરીને માણેક લાલને ફસાવીને હવે તો તેની સાથે સદાને માટે પ્રેમ જોડુ એવી તેની ઇચ્છા થઇ.

એક વખતે પોતાની હવેલીના છજામાં બપોરી વખતે પાન સોપારીનો ડબો ખુલ્લો કરીને માણેકલાલ આરામ ખુરશી ઉપર બેઠા હતા તે વખતે સેહજસાજ માણેકલાલની નજર પેલી કમળાના ઝરો ખા ભણી ગઇ તેવીજ તે કમળાએ અગાઉથી કરી મુકેલી મનસ્વિ પ્રેરણાથી એક પુષ્પનો ગોટો એવા જોરથી ફેંકયો કે તુરતજ તે ગોટો માણેકલાલના આરામ ચેર ઉપર પડયો, માણેકલાલે તે ભેદ ભરેલો ગોટો ઉકેલ્યો અને તેમાંથી એક પત્ર નીકળયો, તે પત્ર વાં ચ્યો જેમાં લખ્યું હતું કે,

**આ તમારી દાસીને વિસારે મુકવી ઠીક નથી, સ્ત્રી જાતમાં હજાર અવગુણ હોય પણ તે ઉપર બુદ્ધિવાન અને ચતુર પુરૂષો મન કુ લગાડતા નથી, હું તો તમને તન મન અને ધનથી ચાહુંછું મારાં માત પીતા મરણ પામ્યાં છે. સાસરા તરફથી હું છુંડાઇ છું હવે હું સ્વતંત્ર છું માર માત પીતાનો પંદર હજારનો અવેજ મારા હાથમાં આવ્યો છે એ તમારા [illegible] છે ખાઓ પીઓ અને મોજ કરો હવે હું તમારી પાસે કાંઇ પણ વસ્તુ લેવાની ઇચ્છા**

શખતી નથી, તમે મારા નેત્રના તારા છો, તમારા વિયોગ વિરહ વેદનાથી આ દાસી રાત્ર દિવસ બેચેનમાં રહે છે પ્યારા ! હવે તમે કયારે મળશો ! ખસુસ આજે તમે ત મારી આરઠ જોડીને દરવાજા બાહેર પધારો હું બીજે રસ્તેથી ત્યાં આવીશ અને રાત્રે તમે નિર્ભયથી મારે ત્યાં દરરોજ રહોઃ—

તમારી દાસી

કમળા.

આ પ્રમાણે મતલબનો પત્ર માણેકલાલે વાંચ્યો, એટલામાં પોતાની સ્ત્રી પાનના બીડાં તઇયાર કરી આપવાને માટે આવી પહોંચી એટલે તુરતજ માણેકલાલે પેલો પત્ર બતાવ્યો અને વાંચી જણાવ્યો વિવેકી વનિતાએ માણેકલાલના નિર્મળ હૃદયની પરિક્ષા કરી લીધી; પછી સવિનયથી કહેવા લાગી કે પ્રાણ પતિ ! આ પત્રનો શો જવાબ લખવા ધાર્યો છે ! માણેકલાલે કહ્યું કે તમે જરાક થોભો હવે હું ચોકસ ફિટકાર લખુછું એમ કહીને પત્રમાં લખવા માંડયું પત્ર લખી રહ્યા પછી તે પત્ર પોતાની સ્ત્રીને વાંચી બતાવવાની શરૂવાત કરી.

દુષ્ટ કુલટા કમળા

તારો પત્ર વાંચી જોયો તારા શબ્દોથી કદી પણ હું પલળવાનો નથી તારા અંતઃકરણમાં અવિવેક અને અવિચારનો જ્યાં સુધી નિવાસ છે ત્યા સુધી તું કદી પણ સુખી થવાની નથી જે પશ્ચાતાપ મને થયો છે તે હુ ભુલી ગયો નથી તું અધમને જે વશ થશે તે જરૂર નર્કમાં પડશે હવે આ તરફ નજર પણ કરતી નહી.

આ પ્રમાણે વંચાવીને એક કપડામાં નવટાંક વજનનો પથરો બાંધીને અને તેમાં પત્ર મુકીને પેલી કુલટા કમળાના છજામાં જોરથી ફેંકી દીધો

કમળાએ જાણ્યું કે હવે મારા મનોર્થ સફળ થશે, પત્રનો ઉતર તરતજ અવિલંબથી પાછો મળે છે માટે જરૂર તે માણેકલાલ મારા કટાક્ષની જાળમાં આવી પડશે, એવા વિચારમાં મનોર્થના માળા બાંધતી કમળા પેલા પોટકાને છોડયું ત્યારે તેમાં વજનદાર પથરો માલુમ પડયો. અને તે સાથે પત્ર જણાયો પત્ર વાંચીનેજ તેણે સર્વે આશાઓ મુકી દીધી અને બીજો રસ્તો શોધવાને કાળજી કરવા લાગી,

માણેકલાલને કુમાર્ગે દોરનાર પેલો મોહનલાલ રાંકડો થઈને ફરતો હતો તે કેવળ ઉઠાઉગરો હતો, તે માત્ર ખુટ મોજા અને અબીદાર ડીમાક ભરેલાં કપડાં પહેરતો હતો તે પોતાના ભભકા માંજ લોકોને છેતરતો હતો, પણ હવ માણેકલાલતો લક્ષાધિપતિ શ્રીમંત થઇ ગયો છે તેથી હવે આપણા પંઝામાં આવવાનો નથી એવી રીતે નિશ્ચય કરીને મોહનલાલે માંડી વાળયું હતું તો પણ તે જોવાની જે રીત ભાત દાંભિક હતી તેજ રીતમાં ઘણી જગોએ ફાવી જતો હતો; તે મોહન કેવળ વાત ચીત કરવામાં મોહન હતો તેની પાસે કાંઇજ નહોતું ઘરબાર વિગેરે પણ નહીજ માતપીતા હેની બાલ્યા વસ્થામાંજ આલ્યા ગયા હતાં, તેથી અંકુશ વિનાનો થઇ ગયો હતો ભાગ જોગે સારા કુળની સ્ત્રી તેને મળી હતી તે સ્ત્રી મોહનને જોઇને નિરંતર બળ્યાં કરતી હતી, ઘરમાં ખાવાને માટે સાંસા હતા, પોતેતો ભાડાના ઘરમાં રહેતા હતા, પણ તેનો ભભકો જ્યારે જોવાનાં આવે ત્યારે જાણે કોઈ મોટો દીવાન હોય તેવા ઠમાક વાળો જણાતો હતો, તેની શારીરીક સંપતિ દેખાવવાળી અને મજબુત હતી તેથી તેને જોઇને કુટિલ સ્ત્રીયો પણ વશ થતી હતી. એક વખતે સાંઝના ચાર વાગ્યાના સુમારે હાથમાં ફુલની છડી પકડીને મોહનલાલ ધીરી ધીરી ચાલથી આમ તેમ નજર નાંખતા જતા હતા; તેની નજર એકાએક પેલી કમળાના ઝરોખા તરફ ગઇ પછી કહેવું શું ! કમળાની દ્રષ્ટી પેલા મોહન તરફ સ્થિર હતી રસ્તામાં બીજું કોઈ હતું નહી તેથી લાગ સાધીને પેલી કમળાએ નેત્રનો ઈસારો કરીને મોહનને પોતાના ઘરમાં આવવાને જણાવ્યું મોહન તુરતજ તેણીના કમાડ ઉઘાડીને અને તુરત બંધ કરીને સ્વરથી મેડા ઉપર ચાલ્યો ગયો: ઉપર જુવે છે તો મેડી પુરેપુરી સુંગારેલી હતી આજુ બાજુ કાળા શીશમના ચિત્રેલા મોટા કબાટ ગોઠવ્યાં હતાં, વળી મધ ભાગમાં આરસ પાહાણનો ગોળ ટેબલ ગોઠવ્યુ હતું તે ઉપર શુશોભિત વસ્તુઓ તથા કાચના સુંદિર ગ લાસ મુકેલા હતા, જડીત્ર મેડાના ભાગમાં છત બાંધેલી હતી તે છત સાથે ઉમદા ઝમરૂખ લટકાવેલાં હતાં આ પ્રમાણે વૈભવવાળી સ્ત્રી કોણ છે ! એ વાત મોહન જાણી ગયો હતો મોહનેજ પ્રવેશ કરતાંજ ખુશ ચેહેરેથી કહ્યું કે કમળા ! આજે જે તમે મારા પ્રત્યે મમતા જણાવી છે તેના માટે મોરો ઉપકાર માનુછુ જુવો કે દુનિ

થામાંથી શું થઈ જવાનું છે। પોતાના નિર્મળ અંતઃકરણમાં પ્રિય મિત્ર સાથેનો પ્રેમનો ઝરો કાયમ રેહેવાનો છે અત્યારે તમારા પ્રેમ ના ઝરાનું દર્શન કરીને જે મને આનંદ થયો છે તેવો આનંદ મારી જીંદગીમાં મ્હેં મેળવ્યો નથી આટલુ બોલીને રેખા ગોળ ટેબલ પાસે ગોઠવેલી ખુરશી ઉપર મોહન બેશી ગયો.

હાથનું બટકુ કરીને કમળાએ કહ્યું કે તમારા જેવા કદરદાન બીજા સાથે હું પ્રેમ રાખુછુ પણ પ્રસન્ન કરૂછુ કે તમે મને શી રીતે ઓળખી !

મોહનલાલે કહ્યું કે—શા માટે ન ઓળખું । માત્ર હું તમને મળ્યો નથી એટલેજ ખાસ છે; પણ વધારે પુરાવામાં એટલુ બતાવું છું કે મારા પરમસ્નેહી માણેકલાલે તમારી સાથે સ્નેહ જોડયો હતો, એ વાત ખરી કે નહી ! હું ઘણો દિલગીર છું કે તેણે સ્નેહ આખર સુધી નભાવ્યો નહી.—અહાહા, એક વચની અને સત્ય બોલનાર લાયક માણસની દુનિયામાં બહુજ ખોટ છે. તે બિચારો બીકણ માણસ તમારી સાથે સ્નેહ શી રીતે રાખી શકે । તેનામાં કેટલા અવગુણ છે તે હું સારી રીતે જાણું છું; જ્યારથી તેણે તમારી સાથે સ્નેહ જોડયો ત્યારથી તેણે મારી સાથે મિત્રાચારી રાખી નહી—કેમકે તે ઘણો વ્હેરી હતો,—રખેને કદાચ મારી રાખેલી સ્ત્રીને અડુ અવળું સમઝાવીને પોતાની કરી નાંખે એવા વિચારથી તે મારાથી અતડો રહેતો હતો. પણ મારૂં કંઇ અજાણ્યું નહોતું; છેવટે તેવા બિકણ અને નિર્બળ સાથે તમારી મિત્રાચારી નભી નહી; જુવો કે જ્યારે મન અર્પ્યું ત્યારે આખું શરીર અરપાઇ જાય છે; મ્હેં મારી જીંદગીમાં દગલબાજી કરી નથી. હું તો એકવચની માણસ છું. પણ તેવી દીલોજાન વાળી લાયક સ્ત્રી જ્યારે મળે ત્યારેજ હું તો તેના અંતઃકરણમાં વાસ કરૂ છું; આટલુ બોલીને મોહન ચુપ થયો.

મોહનની વાત કરવાની ખુબિ જોઇને કમળા ખુશ થઇ ગઇ એટલુંજ નહી પણ માણેકલાલ કરતાં મોહનના શબ્દો છટાદાર લાગ્યા; અને તેની સાથેજ પ્રેમ જોડવાની તેની ઉત્કંઠા થઇ; થોડીક વાર શાન્ત વૃત્તિથી થોભીને કમળાએ બોલવાની શરૂઆત કરી.

કમળા—હા એતો વાત રજેરજ મળતી આવે છે. તમે માણેકલાલના મિત્ર છો પણ તમારામાં અને તેનામા સ્વભાવ સંબંધી ઘણોજ ફેરફાર છે; તમે નિરંકુશ, ધૈર્યવાન અને ઘણા હીમ્મત

સમજનાર જણાઓ છો—માટેજ મ્હેં તમને અત્રે બોલાવ્યા છે; મારા પર મહેરબાની કરીને દરરોજ અહીંયાંજ આવવાનો પરીચય રાખજો. હવે હું તમનેજ ચ્હાઉં છું

મોહન—જુવો, પ્રેમની તો બલિહારી છેજ પણ હું સ્વાર્થનો પ્રેમ રાખતો નથી; જો કે મારી સાથે પ્રેમ જોડો તો એવો જોડો કે આખર સુધી નભી શકે;

કમળા—તમારા ઘરમાં જ્યારે તમારી સ્ત્રી કંકાસ કરશે ત્યારે તમે શું કરશો ! તમેજ પ્રથમ વિચાર કરો—મને તો કોઇએ પુછનાર નથી;

મોહન—ઘરની સ્ત્રીને હું ગાંઠતો નથી; તેમ તે મારા કોઇ પણ કામમાં દખલ કરે તેવી નથી—રાત્રે બાર ઉપર બબે વાગે ઘેર જાઉંછું પણ એક શબ્દ બોલી સકતી નથી.

કમળા—ત્યારે તો તમે કોઇ બીજી સ્ત્રીયોના પ્રેમ ફંદમાં ફસાયા હસો; અને જ્યારે તેમજ હોય તો મારી પણ તેવીજ દશા થાયને

મોહન—અરે તમે વળી એવા વાંધા ક્યાંથી લાવી મુકો છો —નાના એમ નથી—પણ મિત્ર મંડળમાં ગમ્મત માટે બેઠા હોઇએ ત્યારે તેટલી વાર થઇ જાય છે.

કમળા—એવી કેવી ગમ્મત કરો છો !

મોહન—પીવાનો દારૂ—ખાવાનો પદાર્થ,—ગાનતાન વીગેરેમાં મસ્ત થઇને પછી ઘેર ચાલ્યા જઇએ છે.

કમળા—પણ મારે ત્યાં તો રાત્ર દીવસ રહેવું પડશે. અને જે કંઇ ઇચ્છા હોય તે બધુ અહીંયાંજ તૈયાર કરીને પરીપુર્ણ કરો.

મોહન—એ વાત કબુલ છે,—પછી તો મિત્રમંડલની પણ જરૂર શી છે. પરંતુ ખર્ચી પાણીની રકમ મારી પાસે હાલ નથી. માટે તેનો વિચાર તમારે કરવાનો છે.

કમળા—તેની તમારે કાળજી રાખવી નહી,—આજથી—તમે અહીંયાં રહો ખાઓ પીઓને મજા કરો.

કમળાના હૃદયનો ચિતાર મોહને જાણી લીધો—પોતે તો એક ભીખારી હતો. પણ તેના દિમાકથી અત્યારે કમળા અંજાઈ ગઇ હતી. જેમાં મોહનને મનગમતું ખાવા પીવા અને વાપરવાનું સાધન મળી આવ્યું—તેથી તે ઘણો ખુશી થતો ત્યાંજ રહ્યો, કેટલાક દીવસ સુધી તેણે તેના ઘરમાંજ નિવાસ કર્યો, જેમાં મોહન સાથે

કમળાનો પ્યાર દીન પ્રતિદીન વધતો ગયો-એટલે દરજ્જે પ્યાર વધ્યો કે કમળાએ પોતાનો તમામ અવેજનો ભેદ મોહનને બતાવી દીધો હતો; જેમાં મોહનની દાનત બગડેલી હતી—મોહન ક્રૂર અને નિર્દય સ્વભાવનો હતો.-તે પોતાનો સ્વાર્થ પાર પાડવામાં ઘોર કૃત્ય કરે તેવો હતો. કપટી અને દગલબાજ પણ તેવોજ હતો.-એક ઘરમાં પરતંત્રતા ભોગવીને પડયા રહેવાને તેને ગમતું નહોતું; તેથી તમામ પૈસો હસ્તગત કરીને મિત્રમંડળોમાં તથા પટ્રાઇ રાંડોનાં વાપરવાનો લાગ શોધતો હતો. કમળા સાથે તેનો સ્વાર્થ હતો. તેણે એક રાંડ સાથે સબંધ જોડયો હતો. અને દરરોજ તે ત્યાં જતો હતો પણ જ્યારથી કમળાના ઘરમાં રહેવા લાગ્યો ત્યારથી જાણે આસન કેદમાં સપડાયો હોય તેમ લાગતું હતુ તેથી તે બંધનમાંથી મુક્ત થવાને અને પૈસો હસ્તગત કરવાને યુક્તિઓ શોધી કાડવામાં વિચાર કર્યા કરતો હતો-મિષ્ટ મિષ્ટવચન બોલીને તથા કમળાને મનમાનતું કામ કરવામાં હાજી હાજીમાં રાજી કરીને મોહનલાલે તેણીનું મન ખુશ કરેલું હતું, અને પોતાના પ્રમાણીકપણાનો પાકો વિશ્વાશ કમળાના હ્રદયમાં ઠસાવી દીધો હતો. તેથી તે મોહન પોતાની યોજેલી યુક્તિ પાર પડશે એમ ધારતો હતો.

એક વખતે પુર્ણિમાની રાત્રી સમયે અગાશીમાં કમળા અને મોહન બન્નો હાસ વિનોદ કરતાં અને માદક પદાર્થનો ઉપયોગ કરતાં બેઠાં હતાં-કમળા મધના નિશામાં ચકચુર થએલી, વ્હાલા, પ્યારા, રસોલા, રૂપાળા, રંગીલા, એવા એવા શબ્દો વાપરતી મસ્ત બનેલી મોહન પ્રત્યે પ્યારનાં વચન વાપરતી હતી. તે વખતે મોહને પોતાની તતબર પાર પાડવાને તક લેવા માંડયો.

મોહને લાગ તપાસીને કમળાને કહ્યું કે પ્યારી! સાંભળ તને, પ્રશ્ન કરૂં છું કે પ્યાર ખરો કે પૈસો! કમળાએ કહ્યું કે પૈસો તો નાશવંત છે. અને પ્યાર ખરો છે.-( તતબરથી

**મોહન**—જો તાહરો પ્યાર મારા ઉપર ચોખ્ખો હોય તો હુંજ કહું છું કે તારા કબાટની કુંચીયો મને સોંપી દે.

નિશામાં ચકચુર થએલી કામાંન્ધ બનેલી કમળાએ પ્યારનું ખરાપણું બતાવવાને કુંચીનું ઝુમખું મોહનના હાથમાં આપીને કહેવા લાગી કે પ્યારા રસીક મોહન-મહારા લાલ! તમારાથી વધારે બીજું શું છે. લ્યો આ કુંચીયો!

મોહન કુંચીનું ઝુમખુ હાથમાં લઇને પોતાના ખુંઝામાંથી સ્ટીપ પેપર ઉપર દસ્તાવેજ લખી મુકેલો કાઢે છે અને કહે છે કે પ્યારી હું તો તારા પ્રેમની પરિક્ષા લઉં છું અને તે પરીક્ષામાં હું ભાગ્યવાન નિવડયો. માત્ર બાકી એટલી રહી છે કે જ્યારે મારા પ્રત્યે તારૂ નિખાલસ હૃદય છે ત્યારે આ કાગળમાં તું સહી કર.

કમળા લોતડા અવાજથી મોહનના ગળામાં હાથ નાંખીને કહેવા લાગી કે પ્યારા ! આ કાગળમાં શુ લખ્યું છે.

દગલબાજ મોહને દસ્તાવેજની મતલબ બાજુ ઉપર મુકીને રૂબરૂમાં કમળાને સમઝાવ્યું કે તાહરો મારા પ્રત્યે પ્રેમ અને માહરો તારા પ્રત્યે પ્રેમ મરતા સુધી કાયમ રહે તેની એંધાણી માટે આ દસ્તાવેજ છે. કે જેમા તું કે હું પ્રેમની બાંધણીમાં ફરી શકીયે નહી. મોહનનું વચન સાંભળીને વિશ્વાસ રાખનારી કામાંન્ધી કમળાએ ઘણા આનંદના આવેશમાં તે દસ્તાવેજમાં સહી કરી આપી; પછી તે કાગળ પોતાના ખુંઝમાં યુક્તિથી મુકી દીધો; પછી મોહને કમળાના હાથમાં કુંચીનું ઝુમખું પાછું આપીને કહેવા લાગ્યો કે પ્યારી કમળા ! ત્હે જ્યારે સર્વસ્વ મને બક્ષ્યું ત્યારે મને ખાત્રી થાય છે કે તારો પ્રેમ મારા ઉપર ચોખ્ખો છે આ કુંચીયો મ્હારે શા ઉપયોગની છે ! જ્યારે હું માગું ત્યારે તું ક્યારે નથી આપતી ! મને તારા ઉપર પક્કો વિશ્વાસ છે. એમ બોલીને તે કુંચીનું ઝુમખું કમળાને આપ્યું.–મોહનની મોહન વાણી સાંભળીને કમળાને આનંદમાં અને વિશ્વાસમાં વધારો થવા લાગ્યો; જો કે તે કમળા ધન લુંટી લેવામાં ઓછી પ્રપંચી નહોતી. તો પણ અત્યારે તે સ્વતંત્ર અને પૈસાવાળી છે તેથી અને પોતાને મનમાંનનો તથા પોતાના ધાર્યા પ્રમાણે વર્તનારો મોહન તેની પાસે રહેલો હોવાથી તે વાત ઉપર તેણીએ હમણાં લક્ષ આપ્યો નહોતો પણ તે કમળા પેલા ઠીમાકવાળા મોહનને જોઇને તેની પાસે લાખો રૂપીયા છે તે કોઈ વખતે હું પણ લુંટી લઇશ. એવી ઇચ્છા મનમાં રાખતી હતી. પરંતુ કમળા એમ જાણતી નથી કે આ મોહન તદ્દન ઘર વિનાનો નિર્ધન છે. એટલુંજ નહી પણ પુર્ણ નિશાબાજ છતાં કુટિલ રાંડોમાં ભટકનારો અને જુગાર ખેલનારો દંભી છેવું જાણતી નહોતી. તેથી આ વખતે ભલાભોળા મોહનને જોઇને ભેઠ છેલરાઇ હતી;

બીજે દીવસે દસ વાગ્યા પછી પેલો મોહન બજારમાં જાઉં છું એવું કારણ બતાવીને કમળાના અવાસમાંથી બાહેર નીકળ્યો—અને કમળા નામની કોઇ બીજી સ્ત્રીને લઇને પેલો દસ્તાવેજ રજીસ્ટર કરાવવા સારૂ રજીસ્ટર ઓફીસમાં ગયો; વાચક મિત્રોની ધ્યાનમાં આવશે કે આ દસ્તાવેજ શાનો હતો!—મોહને તે દસ્તાવેજ કમળાના ઘર વેચાણનો કર્યો હતો ઘર વેચનારી કમળા. અને લેનાર મોહન હતો દસ્તાવેજમાં ઘર વેચાણની રકમ છ હજાર રૂપીઆ લખ્યા હતા;—રજીસ્ટર ઓફીસમાં વેચનાર માણસની ઓળખાણની જરૂર હોવાથી, કોઇ લાંચીઆ અલપાઉ મુખત્યારને પચાસ રૂપીયા આપવા કરીને ઓળખાણ અપાવી, અને દસ્તાવેજ રજીસ્ટર કરાવ્યો;—એટલું કરીને બે વાગ્યાના સુમારે પેલો મોહન ખુશી થતો કમળાના ઘરમાં પ્રવેશ કર્યો;—

બીજે દીવશે રાત્રી સમયે કમળાને નિશામાં મસ્તાન બનાવીને મોહને મિષ્ટ મિષ્ટ વાણીનો વર્શાદ વર્શાવા માંડયો,—વીકારને લીધે વીકારી થયેલી કામાન્ધ કમળા મોહનની વાણી મનમોહન માનતી હતી—બરાબર તક જોઇને મોહને કહ્યું કે પ્યારી કમળા! જો તારી ઇચ્છા હોય તો આપણે હવા ખાવા સારૂ આબુ ગીરી પાસે, ખરેડી રોડ તરફ છ માસ રહેવા સારૂ જઇએ વળિ દરેક અઠવાડીએ આબુ ઉપર ફરવા જવાનો મ્હાવરો રાખીશું અને એમ કરવાથી આપણું શરીર પણ ઠીક રહેશે,—વળિ આ ઘરમાં જોખમ રાખવું ઠીક નહી. માટે દર દાગીના વગેરે તમામ મિલકત એક દાબડામાં ભરીને સાથે રાખીએ; અને આ ઘરમાં તેટલી મુદત સારૂ કોઇને ભાડે રાખવા આપીયે એટલે કોઇ રીતની હરકત પણ નહી એટલુંજ નહી પણ ઘરની સંભાળ સારી રીતે રહી શકશે—મોહનની વાણી સાંભળીને કમળાએ તે વાત ખુશીથી સ્વિકારી—બીજે દીવશે મોહનના વિચાર પ્રમાણે બાહેર ગામ જવાની તયારી કરવા માંડી અને કિમ્મતિ દાગીના તથા રોકડ વીગેરે જે હતું તે સાથે રાખ્યું; અને હુરતને માટે તે મકાનને તાળુ લગાવીને કમળા તથા મોહન એ બન્યો આબુ રોડ તરફ જવાને ગાડીમાં બેઠાં,—ખરેડી જઈ પહોચ્યા—અને ત્યાં મોહને પોતાનો વિશ્વાસુ માણસ એક સાથે રાખ્યો હતો. તે સહિત ત્રણ માણસને માટે એક બંગલાદાર મકાન ભાડે રાખીને રહ્યાં—એ ત્રણ દીવશ થયાં એટલે તે

મોહને કમળાને વિશ્વાસ દાયક શબ્દો વાપરીને ત્રીજે દીવશે હું અત્રે આવીશ એમ કહીને પોતાના વિશ્વાસુ માણસને કમળાને તથા અવાસને સોંપીને ખરચી પાણી સાથે લઇને રાજ નગરમાં આવી પ્હોચ્યો. અને તેણે પાંચ હજાર રૂપીયા માટે દસ વરસને પટે એક માણસને કમળાવાળુ ઘર જે કે પોતે ફરેબથી વેચાણ રાખ્યું છે તે ઘર ગીરવી આપી દીધું અને આવેલા પાંચ હજાર રૂપીયા સારી પેઢીમાં પોતાને નામે જમે મુકયા એટલું કરીને પેલો મોહન ત્રીજે દીવશે ખરેડી આવી પોહોચ્યો. કમળા તો મોહનની ગેર હાજરીથી કેવળ આંધળી બની ગઇ હતી; પણ ઠરાવેલી મુદતમાં મોહન આવી પહોચ્યો તેથી તે ઘણી રળીઆત થઇ.

મોહનની એક આશા તો સફળ થઇ હવે બીજી આશા પાર પડવાની મુસીબત નથી એમ તેના માનવામાં હતું તે વ્યાજબી હતુ કેમકે આ મકાન ભાડાનો હતો અને અહીંથી ગમે તેવી રીતે ખસી જવાને તક હતો.

રાત્રીનો વખત ઝામ્યો હતો, ખાવાનો પદાર્થ બનાવવામાં ભાંગનું મિશ્રણ કરીને સ્વાદિષ્ટ ભજીયાં બનાવ્યાં હતાં છતાં તે ઉપર મધનો વરસાદ વરસાવવાનો આજ રંગ ઢંગ માંડ્યો હતો. રાત્રીની વખતમાં કમળાને નિશો કરાવીને છેક બેભાન કરી નાંખી હતી. તેના બદન ઉપર માત્ર એકજ કપડુ રહેવા દેઇને તેના અંગ ઉપરના તમામ દાગીના ઉતારીને તથા જે દાબડો દાગીનાનો હતો તે તથા રોકડ હતી તે સમગ્ર લઇને રાત્રીની વખતમાં કમળાને મેડા ઉપર સુતી મુકીને મોહન તથા તેની સાથેનો માણસ એ બન્યો જણે પલાયન કર્યું, અને ગાડીમાં બેશીને ચાલતા થયા.

પ્રાત:કાળ થયો તો પણ કમળાને નીસો ઉતર્યો નહોતો. નેત્ર ખુલ્લા થયાં હતાં કાંઇક ભાન હતું પરાણે ઉભી થતી હતી પણ નીશાની અસરને લીધે ચકર આવતા હતા. મોહન કયાં હશે ! એટલા પુરતુ તેણીને ભાન આવ્યું હતું તો પણ પાછી નેત્ર મીચીને સુઇ રહી હતી છેક ત્રીજો પ્રહર થયો ત્યારે હુંશીયાર થઇ આમ તેમ જોવા લાગી ત્યારે પોતાની પાસે કોઇને પણ જોયો નહી; તુરત હેઠે ઉતરી પડી અને તલાસ કર્યો ત્યારે નીચે રહેનારી એક ભલી ડોસી હતી તેણીએ કહ્યું કે હે બાઇ ! તું શું જુવે છે ! તારી સાથે

જે માણસ હતો તે બન્ને જણ રાત્રીના દસ વાગ્યા પછી ગયા છે તે હજુ સુધી આવ્યા નથી.

આ હકીકત સાંભળીને કમળાને ધ્રાસકો પડયો તેણીએ પોતાનો ડાબડો અને કપડાં વીગરે સંભાળ્યાં ત્યારે પોતાના બદન ઉપરનું એક કપડા શીવાય બીજુ કંઇજ દીઠું નહી, પોતાની કોટમાં રાત્ર દીવસ ઉતરી અને કંહી પડી રહેતી હતી તથા કાનમાં હીરાથી જડીત્ર કરણ ફુલ હતાં તે પણ દીઠા નહી તેણીને ખાત્રી થઇકે તે માણસ તમામ લઇ ગયો,—પોતે ઘણું પશ્ચાતાપ કરવા લાગી, બન્નો હાથથી છાતી કુટવા લાગી, બન્નો નેત્રમાંથી બોર બોર જેવડાં આંસુનાં બિંદુ ટપકવા લાગ્યાં,–કમળાની આહાવી સ્થિતિ જોઇને આજુબાજુની પાડોશણ અને મર્દ પાડોશીયો ભેળા થયા; વારવાર તેણીને હકીકત પુછ્યાં કરે, પરંતુ તે કેટલાને જવાબ દે ! જેણે કમળાને અને મોહનને મેડો ભાડે આપ્યો હતો તેને એકાએક દયા ઉત્પન્ન થઇ; જેથી તેણે પોતાના ઘરના પૈસા ખરચીને આટો દાળ વગેરે ખાવાને આણી આપ્યું;—વાસણ ભાડે આણ્યાં હતાં—ભાડુવાને દયા ખાતર ભાડુ લેવું મુકી દીધુ. અને ઉઘરાણું કરીને રાજનગર સુધી પોહોંચવાની તે કમળાને ટીકીટ અપાવી; બીજે દીવશે દીન થઇ ગએલી અને ચોંથરે હાલ દશા પ્રાપ્ત થએલી કમળા રાજ નગરમાં આવી—તેણીને એટલી તો હિમ્મત હતી કે ખેર કદાપી તે લુચ્ચો મારા દાગીના અને રોકડ લઇ ગયો પણ મારૂ ઘર મને રહેવાને છે. તેથી ચાહે તે રીતે હું મારા પેટનું ગુજરાન કરીશ. આ પ્રમાણે મોહોટી આશાના પાશમાં સપડાયલી કમળા રાજનગરમાં આવીને પોતાના ઘર આગળ આવી પહોંચી— ત્યારે તો તે બારણાં ખુલ્લાં અને તેમાં કોઇક રહે છે એમ તેને માલુમ પડયું.–તેવો દેખાવ જોઇને એકદમ ચમકી, તુરતાતુરત બાહાવરી બની ગઇ, તે સાથે તે ઘરમાં પ્રવેશ કરવા લાગી—ઘરમાં પ્રવેશ કરતી સ્ત્રીને જોઇને તે ઘરમાં રહેનાર માણસે તેને ચોર સમઝીને ધક્કા મારીને બાહેર કાઢી,—વળિ તેનું કાંડુ પકડીને પોલીસને સ્વાધિન કરી—પડતા ઉપર પાટુ અને દાઝયા ઉપર ડાહામ જેવું થયું; તેણીને તો એટલુ બધુ આશ્ચર્ય લાગ્યું કે મારી માલકીના ઘરમાં બીજો કોણ પેશી ગયો ! શું થયું હશે ! ખુબ સુરત

વાળી સ્ત્રીને કોણ સહાય ન થાય ! તેણીનો મનોહર દેખાવ જોઇને અમલદાર સરખા પણ મોહ પામવા લાગ્યા; પણ તે સઘળાઓનો મોહ નકામો હતો; જેવી રીતે મર્ણ પામેલા મડદા ઉપર મોહ લાવવો ઉપયોગમાં આવતો નથી. તેવો મોહ હતો—ઘરબાર દ્રવ્ય વિગરે ખોઈ બેઠેલી કમળા પુર્ણ પશ્ચાતાપ પામેલી હતી અને તે પશ્ચાતાપમાં તેણીને તમામ માણસો ઉપરથી વિશ્વાસ ઉઠી ગયો હતો, એક તરફ ઈતર પુરૂષોનો સ્વારથીક મોહ અને બીજી તરફ માઇક વસ્તુને ૪ના માનનારી પશ્ચાતાપ પામેલી કમળા, કહો જોઇયે આ વિષયમાં માત્ર વિકારી પુરૂષોના મનની વિકારી પ્રબળતા શિ-વાય બીજુ શું જોવામાં આવશે !

કમળાએ પોલીસ અમલદારને તમામ હકીકત ઝાહેર કરી એટલે પોલીસ ખાતાવાળાઓએ તેનેદીવાની કોર્ટમાંદાદ મેળવવાને રસ્તો આપ્યો કમળા પાસે ફુટી બદામ પણ નહોતી તેથી નાદારીમાં તેણે અરજ કરી છેવટેરજીસ્ટર થએલોદસ્તાવેજ ઘરવેચાણવાળો સામેલ થયોતે કમળા નેખાસરીતે ઓળખનાર પણ રજુથયો. તેથી તે વખતે કંઇજફાવી શકી નહી—કમળા આખર હારી; ચકલે ચકલે અને ઘેર ઘેર ભીખ મા-ગવાનો પ્રસંગ આવ્યો,—તેણીએ શ્વેત વસ્ત્ર ધારણ કર્યાં. અને હાથમાં તંબુરો લઇને સાધુડીના વેશથી ભજન ગાતી ફર્યા કરતી હતી. સઘળી સ્ત્રીયોને ભેગી કરીને પરપુરૂષ સાથે કદી પણ સ્નેહ કરવો નહી.—મધ પીવું નહી; અને પોતાના સ્વામીની શેવા કરવી. વીગેરે બોધ દેવા લાગી;—કમળા સ્વચ્છંદી અને ખરાબ ચાલ-ની હતી. જેમાં નચાલે દુઃખ ભોગવ્યા પછી તેને જ્ઞાન પ્રાપ્ત થયુ છે. એવો અભિપ્રાય રાજનગરના નિવાસી પ્રજાનો કમળા માટે થયો હતો તેથી શરૂઆતમાં તે કમળાને જોઇએ તેવી તેના બોધમય વાણી વિલાસના ઉદ્યોગમાં કાઇના તરફથી મદદ મળી નહી.

એક વખતે પેલો માણેકલાલ જે કે કમળાના સપાટામાં ખ-રાબ થએલો હતો અને હાલ લક્ષાધીપતી થઇને બેઠો છે તે મા-ણેકલાની વિસ્તારવાળી મોટી હાલતના ચોગાનમાં આ સાધુ વેશ વાળી કમળા તંબુરો વગાડતી ગાયન કરી રહી હતી;—

**સ્વરગની નિસરણીનો રાગ નીચે પ્રમાણે**

**પેહેલે જગથીચે ઝાણી જયેમ તેમ ચઢીયાં**

બીજે તે ભાલા દીઠારે રામ.
—એ પ્રમાણે રાગ—

ખોટે રસ્તે જેકો ચઢશે સુંદરીયો
મારા જેવી દશા થાશેરે રામ;
આરે દુનિયામાં જન્મ લઇને
ઉત્તમ કાર્યે જેકો કરશેરે રામ;
તેતો જરૂર આ જગતમાં ભાઇ
અમર નામથી ફરશેરે રામ;
ઉત્તમ ધર્મ તજી અબળાઓ
પર પુરૂષ પ્યાર કરશેરે રામ;
તેતો જરૂર અપરાધી થઇને
આથડી આથડી મરશેરે રામ;
હું અભાગ્યણીયે કંઇન વિચાર્યું
આખરે ખાસડાં ખાધારે રામ;
સુખ સંપતિ ધન સર્વ ગમાવ્યું
શિરપર દુખડાં લાધ્યાંરે રામ;
સર્વ બાઇયોને શિખામણ દઉછું
પતિની શેવા કરજોરે રામ;
ઉતમ કાર્ય નિતિ શુભ રસ્તે
ધીરજથી તમે ફરજોરે રામ;

આ પ્રમાણે સફેદ વસ્ત્ર ધારણ કરનારી સાધુ વેષ વાળી કમળા ઝીણા સ્વરથી દીનમુખ મુદ્રા કરીને અને નેત્રમાંથી આંસુ ટપકા વતી તંબુરા ઉપર હાથ નાંખતી ગાયન કરી રહી હતી બરાબર મધ્યાનકાળ હતો તેથી ભોજન કરીને માણેકલાલ અને મહાલક્ષ્મી એ બન્યો છજામાં બેઠાં હતાં સારા સ્વરથી કોણ ગાયન કરે છે! અને તેમાં પણ પોતાની વીતેલી વાત જણાવે છે. એવું કોણ હશે! એવો વીચાર કરતી અધીરી થઇને માહાલક્ષ્મીએ પેલી દીન સ્ત્રી કમળા તરફ નજર કરી; પછી તુરતજ પોતાના સ્વામીને કહેવા લાગી કે જુઓ તો ખરા! પેલી કમળા તો ન હોય! અરેરૈ એની આહાવી દશા! એટલું સાંભળતાં તુરતજ માણેકલાલે તે તરફ દ્રષ્ટી કરી; ત્યારે તો કમળાનેજ દીઠી ચીથરે હાલ થએલી, દયા જનક સ્થિતિ વાળી જોવામાં આવી એટલામાંતો માહાલક્ષ્મીએ પોતાના

પતિ માણેકલાલનો હાથ પકડીને કહેવા લાગી કે સ્વામીનાથ ! આ સ્ત્રી કેવળ અબળા છે અવિચારી અને સાહસ કૃત્ય કર્યું છે તેનો પરીણામ અત્યારે તેની સ્થિતિ જોતાં સર્વસ્વ ગુમાવી બેઠી હોય તેવો જણાય છે. જેમાં તે કેવળ નિરાધાર થએલી છે માટે તેના ઉપર કંઇ પણ દયા કરવી જોઇએ.

માણેકલાલે પોતાની સ્ત્રી મહાલક્ષ્મીને સાબાશી આપી; પછી તુરત તે કમળાને પોતાના ઝરોખામાં બોલાવી; તેને ખુરશી ઉપર બેસવાને માન કરી, પણ કમળા છેક હેઠળ બેઠી; અને નમસ્કાર કરીને કહેવા લાગી કે આપ સુજ્ઞ અને સજ્જન છો--કહ્યું છે કે

## દોહરો.

**સજ્જન સબ જુગ સરસ હે, જબલગ પર્યો ન કામ;**
**હીમ હુતાસન પરખીયે, પીતલ નિકસે સ્યામ.**

હું ઘણું પસ્તાઈ છું જેમાં છેવટે આ માયિક અને ફના દુનિયા દુઃખદાયક જોવામાં આવે છે જ્યારે મન વશ નથી રહેતું ત્યારેજ વિકારની પ્રબળતા વધે છે જ્યારે મન રૂપી મોટા હાથીને વિવેક રૂપી અંકુશથી રસ્તે રાખવામાં આવે છે ત્યારેજ પુરૂષાર્થ કહેવાય છે થપડ ખાધા વિના સાંન આવતી નથી, મ્હેં આપનો મોટો ગુન્હો કર્યો છે, અને તે ગુનાની સજા ઇશ્વરેજ મને કરી છે જેમાં પેલા પ્રપંચી મોહને મારૂ ઘરબાર છળ કપટ કરીને વેચાણ કરી લીધુ છે અને એ ઘર બીજા કોઇને ઘરેણે આપી દીધું છે. હે શેઠજી ! મારા તમામ દાગીના અને રોકડ મને ફરેબ દઇને અને પ્રદેશ લઇ જઇને ત્યાંથી તમામ લઇને સટકી ગએલો રાજનગરમાં આવલો છે જાણે કે હવે તેમને બીલકુલ ઓળખતોજ નથી તેવી સ્થીતિમાં ફરે છે શેઠજી ! જે ફરેબ મેં આપને દીધો હતો અને તેના પરીણામમાં મને પોતાનો સ્વાર્થ ઘણોજ મીઠો લાગ્યો હતો તેવો ફરેબ તે મોહને મને દીધો અને તેનો સ્વાદ તેને મીઠો લાગ્યો છે આપના મનમાં કેટલો બળ્યો તે પ્રસંગે પશ્ચાતાપ અને તે સાથે મારે માટે ધિક્કાર છુટયો હશે તેવોજ પશ્ચાત્તાપ અને ધિક્કાર મોહનની વર્તણુકથી મને થયો છે કહ્યું છે કે "દરદીકી ગત દરદી જાને કે દરદીકા બલા જાને" એજ કહેવત પ્રમાણસર છે; ઇશ્વર સર્વ સાક્ષી અને ચેતન તથા સર્વજ્ઞ છે. તે અપરાધીયોને સજા આપનાર છે જે સજા મને થઇ છે તે યોગ્ય છે એમ જાણીને આ મિથ્યા

જગતનો ત્યાગ કરીને નિરક્ત સ્થિતિમાં રહીશું હવે તો માત્ર શેર આટાનીજ જરૂર છે. અને મારાથી બને તેટલા પ્રયાસે દેશ દેશ અને ગામે ગામ ફરીને તમામ સ્ત્રીઓને બોધ દેવાયતો ઠીક એવી ઇચ્છા રાખું છું આટલું બોલીને તે કમળાએ જમીન ઉપર દ્રષ્ટી કરીને બેઠી. અને બોલતી બંધ થઇ.

શાન્ત વૃતિથી માણેકલાલે કમળાનાં વાક્ય સાંભળ્યાં—એટલુંજ નહી પણ માણેકલાલે તેનાં સર્વે અવયવો ઉપર દ્રષ્ટી કરી; તે સાથે તેના નેત્રમાં પ્રથમ વિકારનું દર્શણ જણાતું હતું તે હમણા કેમ છે તે તપાસી લીધું. "જેમાં અસ્માન અને જમીનમાં કેટલો ફેરફાર છે તેમ જણાયું. તેણીનાં નિર્મળ નેત્ર કેવળ શરમવાળા થએલાં જમીન ઉપર દ્રષ્ટી કરી રહેલાં હતાં. તેના મુખમાંથી માત્ર પશ્ચાતાપ યુક્ત દીન શબ્દો નિકળતાં હતાં. તેના શરીરની સૌંદર્યતાનું અને લાવણ્ય કેવળ સાધ્વીડી જેવું નિર્દોશ કેવળ જણાવા લાગ્યું. તેના રદય સ્થાનમાં સ્વાર્થનાજે પટ હતો તે પટ ખશી જઇને નિર્મળ રદય દેખાવા લાગ્યું. રાહુથી ઘેરાયલો પુર્ણ ચંદ્ર જેમ છુટો થઇને સ્વચ્છ પ્રકાશ આપે છે, તેવો રદયનો સ્વચ્છ વિચારનો પ્રકાશ તેના પશ્ચાતાપથી જણાતો હતો; જેથી તે કમળાના હિતને માટે અને તે હિત સાથે આર્ય મહિલાઓને ઉતમજ્ઞાન પ્રગટ થાય તેને માટે માણેકલાલના રદયમાં તુરતજ વિચાર સ્ફુરી આવ્યા—પછી કમળા પ્રત્યે માણેકલાલે કહ્યું કે—નિર્દોષ કમળા ! હવે તમારા માટે મારો સારો અભિપ્રાય બંધાય છે;—અને તમારૂં કાંઇક કલ્યાણ કરવું એમ મારી ધ્યાનમાં આવે છે. વળી તે સાથે તમને એવું કામ સોંપવામાં આવશે કે તે કામ તમે મોટા ઉમંગથી કરી શકશો;—તમે અમારા આવાસ બાહારના એક અલગ મેડામાં ઉતારો કરો. અને બે વખતે અહિંયાંજ ભોજન લ્યો; આટલું કહીને માણેકલાલે તે કમળાને આશ્રય આપ્યો—માણેકલાલની આજ્ઞા પ્રમાણે કમળાએ અલગ નિવાસમાં નિવાસ કર્યો;

પોતાના પરમમિત્ર પ્રમોદશંકરને માણેકલાલે કમળા સંબંધી તમામ વાત કહી દીધી. પછી ધીરે ધીરે એક પખવાડીઆમાં સજ્જન શેઠ શાહુકાર મંડલમાંથી પચાસ હજાર રૂપીયાની રકમ ભેગી કરીને તે રકમ બેંકમાં મુકી વળી તે રકમમાંથી વાર્ષિક વ્યાજની રકમ દોઢ હજાર ઉપરાંત આવે તેમ કરી; અને તે રકમમાંથી કમ-

ઓ એ વૃદ્ધ સ્ત્રીયો સાથે રહીને ઉદર ગુજરાન કરે અને પરગામ પ્રવાસ કરીને તરૂણ સ્ત્રીયોને બોધ કરે, એ પ્રમાણે ઠરાવ કરીને નીમવામાં આવી; વળી એક ઉત્તમ અવાસ રહેવોને માટે સગવડ કરી. ને કમળાના જીવનનું સાર્થક કર્યું,–

કમળાએ જો કે બચપણમાંથી ભણવાનો અભ્યાસ કર્યો હતો. તેથી તેના હૃદયમાં વિદ્યા-રત્નનું અજવાળું હતું પણ તે અજવાળા ઉપર કુસંગથી કાળા વસ્ત્રનું આચ્છાદન થયેલું હતું. તેથી તે ભણેલી છતાં લાંછનવાળી થઇ ગએલી હતી. પણ વિદ્યા અને સુવિચારનું જ્યારે મુળ પ્રગટ થએલું હોય છે ત્યારે વિવેકદ્વારા એ નિતિને રસ્તે ચઢવાને શાધન મળી આવે છે. જેઓ છેક મુર્ખ, અભણ અને અજ્ઞાની છે તેઓ મર્ણ પર્યંત કુસુંગ રંગમાં રંગાઇને અને તેવા ઘોર નર્ક કુંડમાં રીબાઇને અને તરફડીનેજ મર્ણ પામે છે.– પણ જ્યારે વિદ્યાનો અંકુર બાહાર નીકળેલો હોય છે ત્યારે તે અંકુર પ્રબળતાને પામ્યા પછી પણ સુધારાના પગથીએ પોચાડવાને સાહ્યભુત થાય છે.—સંસ્કાર યોગે પછીથી પણ કમળા પૂર્ણ રીતે સુધરી અને તે સુધરવાનું સાધન તે ભણેલી હોવાથીજ પ્રાપ્ત થયું હતું.

કમળા આર્ય મહિલાઓના અંતઃકરણમાં બોધ દઇને કેવી અસર કરે છે તે જાણવાને માટે માણેકલાલ અને પ્રમોદશંકરની ઇચ્છા થઇ હતી. તેઓએ અમુક દીવશ નિર્ણય કરીને આર્ય બાનુઓને તેના તરફથી ભાશણનો લાભ મળવાને વખત નિર્ણય કર્યો તે સાથે શુશોભિત મકાન નિર્ણય કરીને એક તરફ સ્ત્રી મંડળ અને એક તરફ પુરૂષ મંડલની બેઠક ઠરાવી હતી; જેમાં તે દીવશે કમળાએ હાથમાં તંબુરો લઇને અને અંગ ઉપર શ્વેત વસ્ત્ર ધારણ કરીને તે આનંદ જનક સભામાં પ્રવેશ કરતી ઉભી હતી.

સઘળી સ્ત્રીયો અને પુરૂષોની દ્રષ્ટી કમળાના શ્વેત વસ્ત્ર ઉપર અને તંબુરા ઉપર ગઇ હતી; કેટલાક પુરૂષો તે કમળાના કુચ્છંદ પણાને જાણનારા હાલની સ્થિતિ જોઇને તાજુબ થયા હતા. અને હવે તે શું કહેવા ધારે છે તેના માટે અધીરા થઇને શાન્ત વૃતિથી સાંભળવાને તત્પર થઇ રહેલા હતા; કેટલાક પરસ્પર એક બાજાના કાનમાં ગુપ્ત રીતે વાત કરી રહ્યા હતા;–કમળા ઉભી થઇ, અને

તંબુરાના તાર ઉપર તર્જની આંગળીથી રણકારો કર્યો; ત્યાર પછી તેણીએ બોલવાની શરૂઆત કરી;

પ્રિય ભાઇયો અને બેહેનો—સાંભળો હું અત્યારે બીજો જન્મ પામી છું; છતાં પ્રિય ભાઇયોની સભામાં આ દેહથી બે શબ્દ બોલવા માગુછું.

સર્વે પ્રાણીયોમાં મનુષ્ય દેહ ઉતમ ગણાયલો છે; કારણ કે મનુષ્ય દેહમાં જ્ઞાન વિવેક છે તે જ્ઞાન અને વિવેકને જાણવાને અને અનુભવ કરવાને રદય છે, રદય કેવળ સ્વચ્છ છે પણ કુસંગ રૂપી મલીનતાનો પટ જ્યારે તે સ્વચ્છ રદયના કાચ ઉપર ચોપડાઈ જાય છે ત્યારે તે સ્વચ્છ રદય સ્વચ્છ પદાર્થનાસ્વરૂપને પકડી શકતું નથી અર્થાત કેવળ અજ્ઞાનજ રહે છે, પણ તેવા અજ્ઞાનને જ્ઞાની પુરૂષો દુર કરે છે; માટે જ્ઞાની અને સદ્‌વિવેકી સજ્જન પુરૂષથી ઉતમ બોધ પ્રાપ્ત કરવો અને નીતિથી ચાલવું એજ પુરૂષાર્થ છે એજ મનુષ્ય જન્મ લીધા પછી કર્તવ્યનું સાર્થક છે માટે નિતિના માર્ગે ચઢવું એજ આપણો મનુષ્ય ધર્મ છે.

જ્યારે મન વશ નથી રહેતું ત્યારેજ તે મન વિષય ઇંદ્રીયોને વશ થઇને કામાન્ધ અને મોહાંન્ધ બને છે તેમાં વળી કુસંગતી, કુસંગતીમાં નિશાબાજ થવું એવા દારૂ જેવા માદક નિશામા મસ્ત થઇને નિતિનો ભંગ કરવો, તેમાં ગમાર જેવા કુટિલ અને સ્વાર્થી તથા કપટી માણસોનો સંગ કરવો, અને એમ કર્યા પછી તેવા કાર્યને સ્વર્ગનું સુખ માનવું એ કેવું અધમ કાર્ય ! અરે હું તેવાજ રસ્તે દોરાઇ ગઇ હતી. કુસંગ અને અજ્ઞાન પાસમાં સપડાયલી અનીતીનેરસ્તે હું દોરાઇ હતી, પોતાના પતિને આ અંતઃકરણમાંથી વેગળો કરીને સ્વેચ્છાચારમાં ગમેત્યાં ભટકતીહતીપરાયા પુરૂષોનો પ્યાર સ્વર્ગ સુખ સમજતી હતી; અને તેવી સમજમાં પરાયા પુરૂષનું કાળુ અંતઃકરણ કપટ ભરેલું અને પુર્ણ સ્વાર્થી છે તે સમજવામા આવી શકતું નહોતું;—જેવી રીતે નર્કમાં પડેલા જીવ નર્કમાંજ ગર્ક થએલા આનંદ ભોગવે છે તેવી રીતે હું તેવી સ્થીતીને સુખી સમજતી હતી; પણ જ્યારે સ્વાર્થીઓએ મારા જીવનને ખરાબ કરીને સર્વસ્વ લઇ ગયા;—કપટ કર્યુ—ઘર લઈ લીધું. અને મારા દુઃખને માટે બિલકુલ કાળજી નહી રાખતાં નિર્દય થઈ, સુકા સરોવર ઉપરથી જેમ પક્ષીયો ઉડીને ચાલ્યા જાય છે તેમ મને તરછોડીને ઉંડા કુવામાં ફેંકી ચાલ્યા ગયા ત્યારે છેવટે વિવેકદ્વારાએ એજ નિર્ણય થયું કે. પુર્વના

સંસ્કાર વિના સુખ પ્રાપ્ત થતુ નથી. અને એજ સુખ રૂપ સંસ્કાર એને કહેવામાં આવે છે. કે જેનું મન વિવેક યુકત નિતિમાર્ગમાં દ્રઢ રહેલું હોય—એજ પુર્વે સંસ્કાર સંતોષ પ્રાપ્ત કરાવનાર જ્યારે હોય છે ત્યારેજ સુખ થાય છે.

મ્હારી પ્રિય ભગનીઓ ! મને જે અનુભવ થયો છે તે અનુભવનાજ વાકય હું બોલી ગઈ છું. માટે તમે તમારા પુજ્ય ભરથારની સાથે નિર્મળ પ્રેમ રાખીને તેમની શેવા ઉઠાવશો; પરસ્પર દંપતિનો જે નિર્મળ પ્રેમ છે. તે પ્રેમનો ઝરો કદી પણ સુકાતો નથી, અને એમાં જે સુખ રહ્યું છે તેવું સુખ બીજે કોઇ જગોએ નજરે નહીજ પડે;—પરસ્પર ઐકયતા એજ પ્રેમનું મુળ છે; માટે તવા અમુલ્ય ઝરાનું પાન કરવાને ઉત્સાહી થાઓ;

સ્વચ્છ સુવર્ણ તે સુવર્ણજ છે,—પણ પિતળ ઉપર કે ત્રાંબા ઉપર સોનાનો ઢોળ ચઢાવેલો હોય તે ઉતર મોહ પામતાં નહી; એજ મોહ બંધનમાં નાંખનાર છે. એજ મોહ દુઃખ રૂપી કુવામાં ધકેલી દેનાર છે—સ્વારથી પર પુરૂષોનો પ્યાર સુવર્ણનો ડોળ જેવો છે. તેવા પર પ્યાર રૂપી ઢોળ ઉપર મોહ પામેલી અબળા જ્યારે ફસાય છે ત્યારે પછીથી બહુજ પસ્તાય છે. કેટલીક સ્ત્રીઓ પોતાના પતિને મુકીને નિચ વર્ગના પુરૂષોથી પ્રેમ સાંધીને અને ઘરબાર મુકીને ચાલી ગઇ છે. પણ જ્યારે કાળે કરીને તે સ્ત્રીની સ્થિતિ જોવામાં આવી ત્યારે તેને અન્ન પણ ખાવાને મળી શકતું નહોતું—એટલુંજ નહી પણ તેના મર્ણ વખતે તેની સારવાર કરવાને કોઇ બેલી થનાર મળી શકયું નહોતું;—એવી અનેક સ્ત્રીઓની માઠી સ્થિતિ સાંભળવામાં અને જોવામાં આવી છે. તેમજ તેવા કુટિલ પુરૂષોના પણ કોઈ ઇતબાર નથી રાખતા અને તેઓ નિરૂદ્યોગી થઇને અને અથડાઈ અધમ દશાને પ્રાપ્ત થએલા રીબાઇને મર્ણ પામે છે. મતલબ એજ છે કે, તેવી સ્ત્રી અને તેવા અધમ પુરૂષોના અંતઃકરણમાં એક બીજા પ્રત્યે નિખાલસ પ્રેમ ન છતાં કેવળ વિકારી અને સ્વાર્થી પ્યારથી તેઓ તેવી અધમ સ્થિતિને પ્રાપ્ત થાય છે;

એટલા માટે પોતાની સંતતીને ઉતમ પ્રકારની કેળવણી આપવાની જરૂર છે,—અને તે કામ માતાનું છે. જ્યારે પુત્રીને વિદ્યાદાન દેવામાં આવે અને તે સાથે સંસાર વ્યવહારનું ઉતમ જ્ઞાન, કેળવણી, અને સનાતન ધર્મનો બોધ દેવામાં આવતાં તદન સુધારવામાં આવે તો તે પુત્રી પોતાને મળેલા ઉચ્ચ બોધ પ્રમાણે પો-

તાની સંતતીને ઉતમ રીતે સુધારી શકશે. એમ થવાથી ઘણાકાળ સુધીમાં તમામ પ્રજાનો ભાગ સુધરી શકેછે;—મતલબ કે કેળવણી આપવાનું સાધન અને ધર્મ માતાનો રહેલોછે, વળિ માતાની ગોદમાં રાત દીવસ બાળક પડી રહે છે—બાળક પણ જેટલે દરજ્જે શરૂવાતમાં માતાને ઓળખે છે, જેટલે દરજ્જે તે પોતાના પિતાને જાણી શકાતું નથી. માટે તે બાળકને સુધારવાને માતા શકિતવાનછે.

પ્રિય બેહેનો—માળીનો જે ધર્મ છે એજ ધર્મ છે એજ ધર્મ તમારો છે, બાગની અંદર દરેક જાતના પુષ્પના છોડ પાળવાને જરૂર પુરતુ જળ આવે છે. અને તે ઉપરથી સુગંધિત અમુલ્ય પુષ્પ રૂપી ગુણનો લાભ લે છે, તેવી રીતે માતા, પોતાની સંતતીને માળીની માફક ઉતમ બોધ અને કેળવણીરૂપી અમૃત પાઇ, પાળીને, તે સંતતી પાસેથી તેમના હાથથી થતાં સદ્‌કર્મરૂપી ફળ નિહાળવાને માતા ઉત્સુક થાય છે. એજ માબાપનું ઉતમ પુરૂષાર્થ છે.

જે માતા પિતાએ પોતાની સંતતીને કેળવણી આપી નથી. તે માતા પિતાની સંતતી અધમમાર્ગે ચઢીને મહાઘોર કર્મ કરનારી અને ત્રાસ દેનારી પ્રગટ થાય છે;—તે સંતતી માતપિતાને દુઃખ દે છે, અમર્યાદ વર્તનથી મસ્ત બને છે; અને માબાપને કટ્ટા શત્રુ ગણીને જુદા રહે છે;—કેળવણી નહી આપવાના આહાવા અનેક પરીણામ થાય છે,

પ્રિય બેહેનો ! મારાં માતપિતાએ મને કેળવણી આપી નહોતી; પૂર્વના સંસ્કારથી માત્ર વાંચતાં લખતાં શીખી, પરંતુ કુસંગથી મારી વૃત્તિ બગડી હતી; અને જે જે કાર્ય કર્યાં તે અધમ કાર્યની દરગુજર મારા માત પીતાએ કરી હતી; જેમાં તેમની ચસ્મ પોશીમાં મારતક ઉપર અંકુશ રહ્યું નહોતુ અંકુશથી જેમ હાથી પાંશરો ચાલેછે તેમ ઉતમ શિખામણ રૂપી કેળવણીથી સંતાન સુધારાને રસ્તે સિધાં ચાલે છે આટલા બે શબ્દો બોલીને હવે હું અટપી લઉછું હું દર અઠવાડીએ દરેક વિષયનું ભાષણ માહારી આર્ય ભગનીયોને કંહી સંભળાવીશ. આજે સંતતી સુધારવાને વિષય કહયો છે. જેને માટે હું ઉતમ દાખલો આપુછું કે આ સભામાં વિરાજમાન થએલા નામાંકિત શેઠ માણેકલાલ ભાઇને મેં દગો દીધો હતો; તેમનું મેં ઘણે દરજ્જે નુકશાન કર્યું છે, છતાં તેમણે હું અધમ ઉપર રોશ નહીં લાવતાં ઉલટમાં ઉપકાર કર્યો છે;—એટલુંજ નહી પણ માહારી નિર્મળ વૃતિ જાણીને તેમનું પવિત્ર રદય આનંદ યુકત થયું છે. એવા

માણસો વિરલા હોય છે; કે અપકાર ઉપર ઉપકાર કરે; તાત્પર્ય તેમના માત પિતા તરફથી ઉચ્ચ કેળવણી અને પછીથી સુસંગનું ફળ તેમણે મેળવ્યું છે કે જેમાં દયા અને ક્ષમાનો ભાગ રહેતા ન્યાયને અનુસરીને ઉપકાર કરવા ઉપર વૃતિ દોરાઇ છે.

ઇશ્વર પ્રત્યે હાથ જોડીને પ્રાર્થના કરૂછું અને માગણી કરૂંછું કે—માહારી વૃતિ નિરંતર કાયમ રાખે હવે માહારે દ્રવ્યનું કે ઘરનું કંઇજ કામ નથી કેવળ આર્ય ભગનીની શેવામાં મારો વખત આનંદ યુકત વ્યતીત થાય, વળી તે સાથે મર્ણ પર્યંત સુધી બ્રહ્મચર્ય વૃત્ત કાયમ રહે, અને એક પરમાત્માના સ્વરૂપને ઓળખવાને વિકાર રહિત, વાસના રહીત અને અહંભેદ રહીત આ માહારૂ હૃદય રહે એટલુ માગુછું અને સર્વે ભાઇયોની સમક્ષ થએલી ભુલની ક્ષમા માગુછું.

મીસ્તર માણેકલાલ ભાઇએ મને ઉપદેષ્ટા તરીકે ઠરાવીને આ ગુર્જર ભુમિ ઉપર વસનારા ભગનીયોને ઉત્તમ બોધ દેઈ ફરવું અને ચાતુરમાસ અહિંયાં ગાળવો એવો બંદોબસ્ત મારે માટે કર્યો છે જેમાં માહારો દેહ જમીન ઉપર પડતા સુધી સંતોષ પુર્વક ખોરાક ખરચ વસ્ત્ર ઈત્યાદીક બીજી બે વૃદ્ધ સ્ત્રીયો સુધાં નભી શકે તેવું કરેલું છે તેથી તેમનો અત્યંત આભાર માનુછું આ પ્રમાણે કમળા બોલીને બેસી ગઇ.

સ્ત્રી મંડળમાં અને પુરૂષ મંડળમાં કમળાના નીકળેલા શુદ્ધ ઉદગાર ઉપર ઉપરા ઉપરી તાળીયો પડવા માંડી.

આ ઉતમ સભામાં માણેકલાલની ઉતમ પ્રશંષા થઈ થોડીક વાર થઈ એટલે સભા વિસર્જન થઇ તે સાથે કમળાના મુખથી નીકળતા બોધ વચનો વખતે વખત સાંભળવાને સર્વ માણસોનો આગ્રહ થયો કમળાને ઉતમ માન આપવામાં આવ્યું અને છેવટે સભા રંભમાંના સર્વ જનો પોત પોતાને ઘેર ચાલ્યા ગયા.



# ખુશ ખબર.

આ પુસ્તક તથા નીચેના પુસ્તકો અમારે ત્યાંથી રોકડી કીંમતે અગર વી. પી. થી મોકલવામાં આવશે. કોઈ વેપારીને સામટા લેવા હશે તેને કીફાયત ભાવે આપવામાં આવશે.

| | |
|---|---|
| મદનચંદ્ર નવનીતકળા | ૧-૮-૦ |
| પરમાર પૃથુસીંહ અને સતીમેના (ભાગ ૧ લો.) | ૧-૪-૦ |
| પરમાર પૃથુસીંહ અને સતીચેના (ભાગ ૨ જો.) | ૧-૮-૦ |
| નળ અને દમયંતી (ગાયન ભાષણુથી ભરપુર.) | ૦-૧૨-૦ |
| ઉદયબાળા (ગાયન ભાષણુથી ભરપુર.) | ૦-૮-૦ |
| સુરસેન રસીકા (ગાયન ભાષણુથી ભરપુર.) | ૦-૮-૦ |
| ધર્મ ગુપ્ત નોવેલ. | ૦-૮-૦ |
| અજબ મોહીનીની વાર્તા. | ૦-૮-૦ |
| સુંદર મણીની વાર્તા. | ૦-૪-૦ |
| મનહર મોતીની વાર્તા. | ૦-૪-૦ |
| જંગી જાદુગર. | ૦-૪-૦ |
| બમ્મન મુગલાનીનો કીસ્સો. | ૦-૪-૦ |
| ગમ્મતચંદ (પેટ પકડીને હસવાની વારતાઓ.) | ૦-૪-૦ |

દરેક ચોપડીઓનુ પોસ્ટેજ જુદુ આ સિવાય ઘણી જાતના પુસ્કો નીચેના સરનામેથી મળશે.

મળવાનું ઠેકાણું.

ધી હર્ષદ પ્રિન્ટીંગ પ્રેસ.

અમદાવાદ.

